# ગઝલ
વા
## ગઝલ કાવ્યમાળા.

સંગ્રહ કર્તા—"મનહર"

—તે—

શા૦ ચુનિલાલ મગનલાલ બુકસેલર.

આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦
સને ૧૯૨૦



છપાવી પ્રસિદ્ધ કર્તા—
શા. લલ્લુભાઇ નારણદાસ બુકસેલર.
ઠે૦ લીમડાચોક—સુરત.

કીંમત બાર આના.

શ્રી "અનાવીલ" પ્રેસ-સુરત.

શ્રી

# નાટ્ય ગઝલ સંગ્રહ

વા

# ગઝલ કાવ્યમાળા.

સાંસારિક, વ્યવહારિક, શૃંગારીક, ઉપદેશ, ભક્તિમય
કાવ્યોનો સંગ્રહ.

સંગ્રહકર્તા.
શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર
ઠે૦ લીમડાચોક-સુરત.

છપાવી પ્રસિદ્ધ કર્તા—
શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર
લીમડાચોક—સુરત.

પ્રથમ આવૃત્તિ સંવત ૧૯૭૬ પ્રત ૨૦૦૦.


છાપનાર—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ. બરાનપુરી ભાગળ—સુરત.

કીંમત બાર આના.

વધતાં જતાં, કાવ્ય સાહિત્યનાં જમાનામાં મારાં તરફથી આ એક નજીવું પુષ્પ ઉમેરાય છે, કાવ્ય શક્તિ એવી મહાન પ્રભાવમય છે કે તે મહાન મદયુક્ત મદોન્મત હસ્તિને પણ આકર્ષીત કરી લે છે! મહા વિષયુક્ત વિષધરને પણ વશીભુત કરી લે છે તો, મનુષ્ય તેથી કેમ ન મોહ પામે.

આ સમયમાં આમાં કાવ્યની કળા ને [illegible] મુર્કી જનસમાજ મોટે ભાગે ગઝલ, કવ્વાલી, નાટક કાવ્યની [illegible] તરફ વધુ અને વધુ આકર્ષાયલાં હોય તેમ જણાય છે, તેમાં એ, ગઝલ કવ્વાલી વીગેરે કાવ્યો [illegible] હાલ નવિન પ્રકારે ગાડનાર શ્રીયુત "મણિકાન્ત" તો પોતાનાં એક કાવ્યમાં એટલે સુધી કહે છે કે "ગઝલોમાં હું બન્યો ઘેલો! ગઝલ દિલજાન ગાવા દે." વીગેરે અને સમાજ [illegible] પણ [illegible] તરફ ઢળેલી છે. એમ કંઈ [illegible] વધું [illegible] જેથી આ પુષ્પ-માળા પ્રકાશમાં આવે છે.

[illegible]સિદ્ધ નાટકોમાંની તત્વમય ગઝલો તથા કેટલાંક સુપ્રસિદ્ધ કવિવરોની કૃતિનું આમાં એક સંગ્રહસ્થાન છે. જેથી તે કૃતિ તેનાં કર્તાઓનેજ આભારી છે છતાં હ્યાં તેઓનો સહર્ષ આભાર માનીએ તો અયોગ્ય નહિં જ ગણાય, મારી કૃતી [illegible] માત્રની છે! આશા છે કે આવાં સંગ્રહ સ્થાનો જો વાંચક વર્ગ [illegible] સાથે સાદર સત્કાર પ્રાપ્ત કરશે તો બીજાં એવાં વધુ પુષ્પો પ્રકાશીત કરવામાં ઉમંગીત થશું! શ્રીયુત લલ્લુભાઈ નારણદાસ ભુકસેસર—વાળા મારા શુભેચ્છક મિત્ર મંગળદાસે, આવાં પુષ્પો પ્રકાશીત કરવા પોતાની પ્રબળ ઇચ્છા બતાવ્યાથી આ પુસ્તક તૈયાર થયું છે અને તેઓ તરફથી પ્રકાશ પામ્યું છે. સુજ્ઞેષુ કીં બહુના,

સંવત ૧૯૭૯, રથયાત્રા

સંગ્રહક



ૐ

॥ શ્રી હરી, ॥

# નાટય ગઝલ સંગ્રહ

વા

# ગઝલ કાવ્યમાળા.

## પ્રભુ સ્તુતિ.





વસંત તિલકા છંદ.

પાળક તમો વિશ્વ સર્વના ! દયા તો કરો [illegible] !
વિશ્વંભર, વિશ્વના, દુઃખ તો હરો છો !
દ્રષ્ટિ દયાની કરજો. હમેશ [illegible] દાતા !
પ્રીતે નમું પ્રભુજી આપ [illegible] પ્યારા !

— શારદા સ્તુતિ. —

—ગઝલ—

મયાળુ શારદા માતા, પ્રારંભે ગુણ તું ગાતાં,
વળે સૌ વાતમાં શાતા, સદા આશીશ એવી દે.
કરે જ્યાં તું અમી દ્રષ્ટી. વહે ત્યાં જ્ઞાનની વૃષ્ટી,
અમીમય સૌ કરે દ્રષ્ટી, દયાની તું થતા વૃષ્ટી.
સ્મરતાં સુખ તું આપે, વશે જીવચંદ્રા તણા વાસે.
કબુદ્ધિ જ્ઞાન તો નાશે, સદા આશીશ એવી દે.
જામે જશ બધાં જગમાં, પ્રગટતાં જ્ઞાન આભાશે,
પ્રસાદિત તું થવાથી માં, સુવર્ણમય બધું ભાશે.

## —ભાઇ ને બ્હેન—
### —ગઝલ—

સે. રોઠ વિજયાલક્ષ્મી હર્ષદરાય,

અમે પ્રેમે સદા ભીનાં, અમે સ્નેહે સદા ઘેલાં,
પ્રભુનાં નિર્મળા બાળો, અમે સૌ ભાઇને બ્હેની.
પિતાની પ્રેમમય દ્રષ્ટીં, અમીમય માતની વૃષ્ટી.
થયાં જડ ચેતનમય એવાં, અમે સૌ ભાઇ ને બ્હેની,
અમીમય માતને અંકે પીતાના સ્નેહમય રાજ્યે,
હસી રમી ઉરમાં રાચી, અમે સૌ ભાઇ ને બ્હેની.
દુઃખી માને રીઝાવાને નયનમાં નીર વ્હેવાને
રહીશું સ્વાર્થ સૌ ત્યાગી. અમે સૌ ભાઇ ને બ્હેની,
દયાળુ તાતની આજ્ઞા, દુઃખી માતા તણી સેવા.
તજી સૌ સુખને પહેલી, ગણીશું ભાઇ ને બ્હેની,
અમારી હિંદ તે માતા, પિતા રૂપે પ્રભુ પ્યારા,
તજી જાતી તજી જ્ઞાતી, વિના ધર્મે અમે હિન્દી.
અમે જોગી પ્રભુ જ્ઞાની. દયા નીતી ધર્મના ભોગી,
અમારો આ જીવન દીપતે, બીજાના શ્રેય અર્થે છે;
પીતા [illegible] અમી ધારા, અમી મય માતની સેવા,
પીતા મા [illegible] ણી ભક્તિ, અમારે મોક્ષ મુક્તિ છે.
અમે [illegible] હિન્દી બધા હિન્દી, પરસ્પર ભાઈ ને બ્હેની,
અ[illegible] મન ધનથી સૌ, જીવન આ હિન્દમય કરશું ?
તજી જ્ઞાતિ રૂઢી ધારો, અમે સૌ હિન્દના બાળો,
કરીશું, ઇષ્ટની ભક્તિ, ચાહીશું, હિન્દની મુક્તિ,
પ્રભુમય આત્મને કરશું. જીવન દીપ હિન્દને ધરશું !
પર[illegible]ર સહાય-સુખ અર્પી, કરીશું ! ભાઇ ને બ્હેની,
[illegible]નાથી ઉરને છાશું, દયા પ્રેમે ચડી બારશું,
નિતી ધર્મે ગ્રહિ શ્રદ્ધા, સહન કરી સત્યથી લડશું,

## —પત્ની પ્રેમ.—

–શ્રી રૂકિમણી સ્વયંવર. —ગઝલ—

તમારા વિરહ માં વ્હાલા, મને વૈભવ અકારો છે.
સુકોમલ સર્વ અંગોમાં, રહયાછો આપ અવિનાશી,
ભુલો શુ દર્શ પ્યાસીને; ગુન્હો તો શો અમારો છે,
હૃદયની પાંખડી ઉઘડી, સુધા ના વહી ગયા ઝરણા.
વૃથા તે આપ વિણ સઘળું, ઉગરવા ન કોઇ આરો છે,
વિયોગે આ શરિર બાળી, બની શું ભસ્મ વનમાળી,
ધ્વનિ તે ભસ્મથી નીકળે, તુંહીં તુંહીં પ્યારોછે.

—શુક્રજયંતી. —પ્રેમ રોષ—

—ગઝલ—

અમો વિશ્વાસ વાળાને, છુપાવી ઘા, કરો શાને,
શતાવા માં આભોળીને, ગુન્હેગારી તમારી છે.
હસાવો રોવ રાવોને, અખત્યારી તમારી છે,
ભલે કરજો ઘટે તે તે, ગુન્હેગારી તમારી છે,
કદી આકાશ જો તુટે, ભલે ભૂકંપ હો ભારી,
જીગરનો પ્રેમ નહિ તુટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી,
જડેલા બંધ નવ તુટે, ખુબિએ ભાવિની ન્યારી,
છુટ્યા તે તો નહિ છુટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારા.
ઝુરાવો વા રિબાવો તે, મુખ્યતારી તમારી છે,
કસાવો જીવ બાળો તે, ગુન્હેગારી તમારી છે,
તપાવોછો તપેલિને વળી ઘૃત ધાર રેડીને,
વિચારો શું ! દિલ કહો તે, ગુન્હેગારી તમારી છે,
**જગતનો નાથ જે સારે, સહન કરવું મુંગે મારે,**
**જરા સમજીને બોલોને, ગુજારો તે નકામું છે,**
જ્યાં દીલ સાફ ત્યાં શું છે, ગણી મન સમજી ને રહેછે.
અમારી છે વફાદારી, પ્રિયામુજ પ્રાણથી પ્યારી.

લે. પ્રિયદર્શી. —શરમ હિના નરો સ્વાર્થી—

—ગઝલ—

કરાઉ પાપણ કરે પ્રિતે. ગણિ નવ દુષ્ટ આચારી તો.
મરાવે ભ્રાત નિર્દોષી, શરમ હિના નરો સ્વાર્થી,
કરે નિસ્વાર્થી ની ચર્ચા, અનિતી માં સહુ પહેલાં,
કરે કાર્યો સદા મેલાં, શરમ હિના નરો સ્વાર્થી.
હૃદય ધારે કંઇ તર્કો, વદે જુઠા સદા શબ્દો,
કપટ બાજી સદા ખેલે, શરમ હિના નરો સ્વાર્થી,
મધુર મુખથી બોલે, પરોક્ષે તો અતિ ફોલે,
સ્વહિતમાં હર્ષ કલ્પે જે, શરમ હિના નરો સ્વાર્થી,
જહિં જહિં સ્વાર્થ ને નિરખે, તહિં દોડે પુરે હર્ષે,
દરીદ્રી ને સદા દુઃખ દે, શરમ હિના નરો સ્વાર્થી.
હિતાર્થે તુચ્છ પોતાના, કરે નુકશાન લાખોના,
ધરાવી દંભ સાચાનો, શરમ હિના નરો સ્વાર્થી.
**દુઃખી પર ના દયા લાવે, પરંતુ ક્રોધ દર્શાવે.**
**કહે સર્વસ્વ મારૂં છે, શરમ હિના નરો સ્વાર્થી,**
**પ્રભુથી વેગળા ચાલે, અભિમાને અજબ મ્હાલે,**
**ન ધારે રે શું ! થશે કાલે, શરમ હિના નરો સ્વાર્થી.**

—લે. સિદ્ધવિલાસી —અર્ધાંગિણી—

—રાગ. ભૈરવી. ગઝલ.—

પ્રિયા જેની થઈ ઘેલી, રટે છે નામ તેનું તે,
સુખી તો છેજ પ્રેમીજે, નહિં કૈં ત્યાં જુદાઇ છે !
અરેરે આ જગત માંહિ, પડે દુઃખી પ્રકારો જ્યાં,
થઈ બખ્તર કરે જીવતર ; સુખી એ શું ખુદાઈ છે ?
**થતી જો લાહ્ય વનમાં તો, ન જાતાં ઝાડ મેલીને,**
**બળે ભેગા રહી આફતમાં, અહા એવી સગાઇછે !**
ભલે હો અકારો તો, પતિ તેને કરે પ્યારો,
'જેમ' ઘણાં ઝેરી પદાર્થોની, દવા અચ્છી બનાઇ છે ?
પતિ બદ ચાલનો કે દુઃખી, નિર્ધન રોગી જે હોયે,
નીરંત તેહમાં સતી-મીત-વૃત્તિ તો સમાઈ છે ?
વદન રૂગી સરોજેથી, મીઠાં મીઠાં સરોદેથી,
કપટ ખીન જે પમાડે છે, સદા સાનંદ પ્યારીતે ?
અફસોસી ને શોકથી, લઇને પ્રેમ જે કાઢે,
'જેમ' મધુરૂં દુધ દે ગાયો, નઠારૂં ઘાસ ખાઈ ને,
અકારૂં ના આચરે જરીકે, પતિની ગેરહાજરીયે,
વસોછો નાર આ હિંદે, કહોને ક્યાં છુપાઇ છે !
**આમારી હિંદમાં હમણા, અરૂંધતી કે સતી દ્રુપતી,**
**વળી ભાર્ગીરથી, મૈત્રિયી, ગાર્ગી જેવી ક્યાંયી છે,**
રાધા, કૃષ્ણ, સીતા રામ, એવા જ્યાં થયેલા છે.
શું ! તે ભૂમિ વિષે નહિં કાંઇ, એવા ક્યાં બતાઈ દે,

—શ્રી સિદ્ધ સત્યેન્દ્ર —પતિ-ભક્તિ—

—કવ્વાલી—

**ન સુઝે સ્વામી શી રીતે, ચરણ સેવા બજાવું હું,**
ન એવી કોઇ વસ્તુ જે, **પ્રભૂ** તમને રીઝાવું હું.
તમે છો પૂર્ણ વ્યાપક **બ્રહ્મ**, અનંતાનંત **બ્રહ્માંડે**,
કયું સ્થળ ખાલી છે તમથી, કે જ્યાં **સ્વામી** બોલાવું હું.
સદા **નિર્મળ નિરંજનને** વળી **નિર્વાસ ને નિર્લેપ**,
પછી જળ સ્નાન ચંદન ધુપ. ક્યાં. પુષ્પો ચડાવું હું.
જગત સૌંદર્યના આધાર, અન શૃંગાર સૃષ્ટીના,
ક્યાં શૃંગાર વસ્ત્રો એ, **દીગંબરને** વીટાળું હું.
**સ્વયંભુ** તાતના તેજે, તપે **રવિચંદ્ર** ને **તારા**,
મહાજ્યોતિ દિપકની અલ્પ, જ્યોતિ હું બતાવું શું.
**સુમન ભાજે સુમન પૂજા, સુમન સહતન કરૂં અર્પણ,**
**છો અંતરજામિ અંતરની, પછી તમને જણાવું શું.**

—ચન્દ્રગુપ્ત —હિન્દુસ્થાનની તારીફ—

—ગઝલ. કવ્વાલી.—

**અમોને પ્રાણથી પ્યારો, અમારો દેશ હિન્દુસ્થાન,**
અખીલ સંસારમાં ન્યારો, અમારો દેશ હિન્દુસ્થાન,
હિમાલય શા ઉંચા પહાડો, જેસ્પર્ધે સ્વર્ગથી આશમાન,
સિન્ધુ ગંગા યમૂના આદિ, નદીઓ દઇ રહી અમીપાન,
કળા, કૌશલ્ય વિજ્ઞાનો, તણા અહિંથી ફુટયા ઝરણાં,
ઉપનિષદ,વેદ, ગીતા, બ્રહ્મ વિદ્યાનાં અનેરા ગાન,
અમોને એવી આ અમ,, માતૃ ભૂમિનું અભિમાન.
બોલો હિન્દ દેવીનો–સુજય–જયકાર ને કલ્યાણ.

**—અહલ્યાબાઇ–આશા છતાં ન છુટે.—**

—ગઝલ. કવ્વાલી.—

દુનીયા તણા દિવાના, દિલભર મજાઓ લુટે,
તુટે જીવનની દોરી, **આશા છતાં ન છુટે.**
બાળક મટી જુવાની, આવે ભલે દિવાની,
તન ધન મળે તરૂણી, **આશા છતાં ન છુટે.**
આવે પછી બુઢાપો, ધોળા થતાં નીમાળા,
રે' બાકી લાઠી લાળા, **આશા છતાં ન છુટે.**
પડી જાય દેહ પાપી, મરી જાય મન કદાપી,
મળી જાય માટીમા સહુ, **આશા છતાં ન છુટે.**

**—પિતૃભક્ત પુંડલીક–વિરહની બીમારી.—**

**—રાગ, ગઝલ, કવાલી.—**

**મને તું માફ કર શાણી,** વચન પર ફેરવ્યું પાણી,
ખરે હું ક્રુર છૂં પ્રાણી, ગુન્હેગારી અમારી છે.
લફંગા છો ધુતારા છો, ઠગારા આપ છો પુરા,
અધુરા લેશ ના ભાશો, હૃદય માંહી કટારી છે.
લફંગો છું ધુતારાછું, પરંતુ દાસ તારો છું,
જગતના પાપની ઉપર, અખત્યારી અમારીછે.
જણ્યાં રાંડે રતન જેવાં, ખરેખર બાપ ને બેટા
લડે છે. શીંગલા ઘેટા, ભયંકરતા થનારી છે.
**અમે મસ્તાન** પંખીડા, **અમે** મહોબત તણા કીડા,
**વડીલો પણ હતાં એવાં,** કબુલત એ અમારી છે.
**રૂપાળી જોડ છે ઝામી, ટળી બાપા થયા સ્વામી**
**રહી ના લેશ પણ ખામી, કહો (આ) છેડ સારી છે.**
**ઇજારો તો નથી લીધો. રશીલી નાજ નખરાનો,**
**હવે તલસાવ ના પ્યારી, વિરહની આ બીમારી છે.**

—લે. શીતારામ જે. શર્મા. —શું ?—

—ગઝલ-કવ્વાલી.—

ભલેને વાપરો વાડી, ભલે ફરતા તમે ગાડી;
ન દમડી દેશહિત કાઢી, પછી પૈસા મળેથી શું !
થયા એમ. એ. અને બી. એ. ફરીને દેશ વિદેશે.
ન વિદ્યા દેશ હિત ખર્ચી, પછી વિદ્યા ભણેથી શું !
કરી ખુશામદો ઝાઝી. ખિતાબો મેળવ્યા ખાલી,
ન સેવા દેશની કીધી, ખિતાબો મેળવ્યાથી શું !
ફર્યાં શહુ તીર્થ ક્ષેત્રમાં, સકળ નદિઓ મહિં નાહ્યા,
ન શમજ્યા દેશની ભક્તિ, બીજાં તીર્થો કરેથી શું !
ચખાડ્યા મિષ્ટ મિષ્ટાનો, મળી મીત્રો તણા સંગે.
ભૂખ્યાં જનને ન કંઇ આપ્યું, વળ્યું ગમ્મત કરેથી શું !
ન ધર્મે મર્મ ના જાણ્યા, ન બોધ્યા શિષ્ય તે કો દીન.
કહો ! એવા ધર્મ ગુરૂ, મળ્યા કે ન મળ્યા તો શું !
દયા ને નીતિની વાતો, કરે દરરોજ મુખેથી.
ન વર્તયું લેશ અચારે, વૃથા વાતો કરેથી શું !
નગદ નાણાં તણાં લોભે, બુઠાને બાળકી આપી.
બિચારી બાળ એ રાંડયા, પછી માથા કુટયાથી શું !
જીવન ભર આંખ ન ઉઘડી, કર્યાં કાળાં કુકર્મો બહુ.
મરણ ટાણે રટે મુખ રામ, થશે કો-કો' લાભ તેથી શું !
જીવ્યા. જે ના થકી જગનું, કશું કલ્યાણ ના થાયે,
કહો' પોતા તણા માટે, થા જીવત જીવ્યાથી શું !

—અંધ સારંગીવાળો-નિરાશા.—

—ગઝલ—

દુ:ખી જિંદગી થઇ મારી, રૂદનથી શું મળે યારી.
વૃથા ગઇ સર્વ આબરૂ, મળી ગઇ ધુળ સૌ બાજી.
સંબંધી મિત્ર સૌ નાઠા, બન્યા બહુદૂર શી આશા.
મનુષ્યોની મદદ એવી. દિવાલો રેત ની જેવી.
વિપત્તિ શીર ભલે આવો, દુ:ખો સૌ ત્રાસ ઉપજાવો.
નથી ડરતો કશાથી હું, મરણથી વધતો શું.
હઠો આવો ન મુજ પાસે, જગત સૌ સ્વાર્થ મય ભાસે,
હરી હું છું શરણ તારે, ભવાબ્ધીથી ઉગારી લે.
*—મધુરી આશનાં સ્વપનાં, અહા ! આવી ઉડી જાતાં,
થતાં સહુ તૃણ ડુંગરતે ! ફરતા આશ નિરાશા !
કરમ કરતું ! રહમ કરવું ! મધુરી આશાની માતા !
હૃદયમાં આશ ઉપજાવિ ! નહિ, કો. ને તું નિરાશા ! *—લે (મ૰

ઠક્કર, નારાયણ. —વૈરાગ્ય.—

—ગઝલ.—

અરે હું તો નથી બીતો, નથી બીતો નથી બીતો;
ભલે દુઃખ હોય તે વીતો, નથી બીતો નથી બીતો—અરે.
નથી કંઈ કામની માયા, નથી કંઈ કામની માયા;
વિના જપ ના વૃથા કાયા, નથી બીતો નથી બીતો—અરે.
ભલે ભગિની પિતા માતા, તનય તનુજા તથા ભ્રાતા;
સદા સૌ સૌખ્યના શાતા, નથી બીતો નથી બીતો—અરે.
નથી નરની થતી નારી, ઉદાહરણો મળે ભારી;
મતિ ત્યાં જાય છે હારી. નથી બીતો નથી બીતો—અરે.
નરાધિપ ભર્તૃહરી બાર્યા, કરી હૃદયપાળથી માયા;
વિરાગી કીધ પતિરાયા, નથી બીતો નથી બીતો—અરે.
કુટુંબીને કરે કાપી, લહો મુદ મૂળ જે પાપી;
જગે જેને વાત એ વ્યાપી, નથી બીતો નથી બીતો—અરે.
કરૂ હું મિત્રતા કોની, પ્રતીતી છે ન લોકોની;
ભર્યા સ્વાર્થે સહુ કોની નથી બીતો નથી બીતો—અરે.
ત્યજી સંસારના રાગો, તથા કૃષ્ણાકૃતિ કાગો;
પ્રભુ પ્રતિ જાઉં છું ભાગો, નથી બીતો નથી બીતો—અરે.
વિભુ ગાનાર્થ આ વાણી, તથા દાનાર્થ આ પાણી;
વિભુ પરમાર્થ મય જાણી, નથી બીતો નથી બીતો—અરે.
ભવિક ભવમાં વૃથા ભૂલે, ભ્રમિત દૈને ભગે ડૂલે;
ચઢે છે શાખી નિર્મૂલે. નથી બીતો નથી બીતો —અરે.
કરી ભક્તિ સદા સાચી, તથા સદ્–ધ્યાનમાં રાચી;
ત્યજું પ્રીતી બધી કાચી, નથી બીતો નથી બીતો—અરે.
ફલો છે ખાદ્ય મમ કાજે, વસન તો બલ્કલો રાજે;
શયન માટે ધરા આ જે, નથી બીતો નથી બીતો—અરે.
કરૂં શું ભોજનો નાના?, અને વસ્ત્રો વિશોભાના ?
ન શય્યા ઈચ્છિતો ના ના, નથી બીતો નથી બીતો—અરે.
કુટુંબી એક છે મારો, ભવદ ભગવાન જે પ્યારો;
ન એ સમ અન્ય મળનારો, નથી બીતો નથી બીતો—અરે.
વિષયની વાંચ્છના વાળી, કરીને યાદ વનમાળી;
કપટ ખોલી કરી ખાલી, નથી બીતો નથી બીતો—અરે.
કરૂં છું પ્રાર્થના અંતે. ધરીને આશ ભગવંતે;
કૃપા કર દાસ પર ખંતે, નથી બીતો નથી બીતો—અરે.

—લે. સૌ. ચન્દ્રમણી —**પ્રેમ-મહિમા**—

—ગઝલ—

**અરે એ પ્રેમ તારો નેમ, નવાઈ તો પમાડે છે;**
મહા રાજેન્દ્રને, પણ તું, રમકડાં સમ રમાડે છે—અરે૦
લઘુ દ્વી વર્ણનો છે તું, છતાં તારી ખુબી ન્યારી;
બતાવી સુખ પે'લાં તું. પછીથી દુ:ખ દે ભારી—અરે૦
રખડતાં કઈક થયા રાને, **દીવાના** કારણે તારે;
પડ્યા યા હોમ કરી રણમાં, ખપ્યા ખાંડા તણી ધારે—અરે૦
**અરે! એ પ્રેમ** તુજ ખાતર, સહી સંકટ સુકોમળ તન;
**ભમ્યા છે રામ** દશરથતન, **સીતાની** શોધમાં વનવન—અરે૦
કરાવે તું પરાયું કામ, રડાવીને હસાવે તું;
ક્ષુધાને તાપથી તાવે, નીચા સંગે ફસાવે તું—અરે૦
કરીને પ્રાણ પરવશ તું, મીઠી નિંદ્રા બધી ટાળે;
ચિતા-ચિંતાની, સળગાવી, અહોરાત્રી બદન બાળે—અરે૦
ભુજંગમ પુંગીને પેખી, વીણાને ચાહી કુરંગો;
તજે છે પ્રાણ તુજ માટે, કમળમાં એ રીતે ભ્રંગો—અરે૦
પતંગો દેખી **દીપકને**, મરે છે **મીન** વીણ વારી;
તારે જુગારની જોડી, ન જીવે એ તું બલીહારી—અરે૦
લગાડયું **ચંદ્રને લાંછન**, ઇંદ્રને **શસ્ત્રભંગ** કીધો;
કીધો કંકર મહુમદને. ભેખ **ભર્તૃહરીએ** લીધો—અરે૦
ધરા પરા **ધ્રુવને** ધારૂ, અપાવ્યું તેં અવિચળ ધામ;
ક્પાવ્યું **કુળ રાવણનું**, બનાવ્યા ગોરીના ગુલામ—અરે૦
મરે મારૂં કરી મુરખા, છતાં નેત્રે બની અંધા;
ભુલીને ભાન, માનવિઓ. ઉંધા સૌ આદરે ધંધા—અરે૦
કરીને કેફમાં ગુલતાન, બહુ બુરૂં બકાવે છે;
ભલે ભુંડે સ્થળે પાડી, ખરે તું ધુળ ફકાવે છે—અરે૦
ઉંચી જ્ઞાતી છતાં તેને, **અભક્ષાભક્ષ** કરાવે છે;
**અધમ** જ્ઞાતી તણા જનને, નીતી ચાલે ચઢાવે છે—અરે૦
**તવી ટાઢી કરી તેં તો સુધન્વાને બચવ્યો છે;**
**જુનાગઢવાસી નરસિંહને, ખરે મોક્ષ અપાવ્યો છે—અરે૦**
**સતી તારામતીએ** જે, ભર્યું તે નીચ ઘર પાણી;
તજ્યો દમયંતીએ નળ ના, નકી તારી એ નીશાની—અરે૦
**હૃદય રાધા** તણે પેસી, મહા દેવી બનાવી તેં
રહી સંગે સુદામાને, અચળ પદ્વી અપાવી તેં—અરે૦
ભરીને વીખનો પ્યાલો, **મીરાંને** મારવા માટે;

દીધો રાણે થયું સુધા, વળી તે સ્વર્ગની વાટે—અરે૦
મરાયા પુત્ર એ તદપિ, ખરે એંગારની રાણી
થઈ તાબે ન સોળંકી, બળી 'ચે'માં સતી શાણી—અરે૦
અજબ તારી ખુબી છે પ્રેમ, હતી જે કુબજા કાળી;
તથાપિ કૃષ્ણએ પાળી, દીધું આવાગમન ટાળી—અરે૦
ખરે ઓખા, અનિરૂધ્ધ, સ્વપ્ન વિષે પ્રીતે પરણી;
થઈ વિખ્યાત વસુધામાં, બધી તારી દીસે કરણી—અરે૦
અખિલ આ વિશ્વમાં તારી, પુરણ સત્તા રહી જામી;
ધની ને રંક—સૌ રાજા, કરે તન તોડી ગુલામી—અરે૦
બતાવું શું કહી—વદને, ન પામું પાર હું તારો;
બને છે, પાત્ર—તેવો—તું, બુરો છે, એ ન મત મારો—અરે૦
કદાપિ હેમ પરખાયે, કસોટી વીણ **ના, ના, ના;**
વીના તારા દીસે છે તેમ, ટકાનું માનવી **હા, હા**—અરે૦
વિષમ ભવસિંધુ તરવાને, અવર કોઇ નથી ઉપાય;
પરંતુ આશરે તારે, નકી જડ પ્રેમી તે તરી જાય—અરે૦
સુનું વારી વિના સરવર, તરૂવર તત્ર વિણ નિરધાર;
વિના તું પ્રેમ '**ચંદ્રમણી**'તેમ, સુનો ભાસે સકળ સંસાર—અરે૦

—માલવકેતુ, વા **—માયા પ્રભાવ—**

**—ગઝલ કવ્વાલી—**

**થયો ચારે તરફ ભવમાં, મહા વિસ્તાર માયાનો;**
કરે છે પ્રેમથી પુરૂષો, સદા સત્કાર માયાનો—થયો.
ચશું પાપી નરકવાશી, થતાં સહવાસ માયાથી.
સમજતા તોય કયમ થાતો નથી, ધિક્કાર માયાનો—થયો.
**નજરથી નિત્ય દેખાયે, જગત સંહાર નારી છે;**
**છતાં કર્મો કરે કાળાં, લઇ આધાર માયાનો—થયો.**
નથી એ માર્ગ મુકિતનો, અચલ સુખનું ન સાધન છે.
તથાપિ રમ્ય દેખાતો, વિકટ આકાર માયાનો—થયો.
ન છુટે કોઈ કાળે તે, ફસાયો જે જરા એમાં,
હૃદય પાપી બને પૂરં, થતાં સંચાર માયાનો—થયો.
**કર્યું જો એક પાતક તો, ફરી બીજા બહુ પાપો,**
**પાતકા પાપની ફરકાવવી, એ સાર માયાનો—થયો.**
ફસાયો હુંય છું એના, પ્રબળ ફન્દમાંહી આજે,
થયો છે ચિત્તમાં મારા, પ્રબળ અધિકાર માયાનો—થયો.
થશે સંહાર આ સરદાર, ને નૃપ બાળકો કેરો,
નહિં તો મમ મરણ થાતા, થશે સંહાર માયાનો.—થયો.

**—લે. સ્નેહાકાંક્ષી ર. છો. પાઠક.——જીગરના ઘા.—**

દુનિયા બધી ડોવી હવેના ડોવવું **બાકી કંઈ.**
ખાધું પીધું ને ભોગવ્યું, ના ભોગ છે બાકી કંઈ.
દુનિયા મહીં ખાવાપીવાનો, સ્વાદ લઈ લીધો બધો.
એ સ્વાદની ખુસબો મીઠી, પણ સ્વાદમાં કાંઈ નહિ !
રંગ એ રંગી થઈને, રંગ સર્વે ભોગવ્યા,
એ ભોગની ખુશબો મીઠી, પણ ભોગમાં કાંઈ નહિ ?
**જે બાદશાહી મહેલને. બાંધેલ રંક ઝુંપડી,**
આનંદ ત્યાં સરખો મળે, ને ભેદ છે કાંઈ નહિ.
**રંકે કરેલા રાબડી, ને પાદશાહી ભોજનો.**
સાજ્ઞદ લીધા સ્વાદથી, એ સ્વાદમાં કાંઈ નહિ !
માતા પિતા સંબન્ધી એમને સાથ સર્વે આલવ્યો,
સૌ એ ખુશી હું એ! ખુશી, પણ હું! ખુશી કાંઈ નહિ.
જુનું થતું તાજું અને આવી જીગરમાં ઉભરો.
તાજુ થતાં હું છું ખુશી, પણ એ ખુશી કાંઈ નહિ !
સૌએ જુનું થાતા નવું જે એ નવું થાતું જુનું,
લાગે સરીખું એ બધું ત્યાં ભેદ છે કાંઈ નહિ !
દુનિયા ગમે તે, તે કરે મારે-ગમ્યું-તે હું કરું,
મારા ગમ્યાની વાત તે, કોઈ તમે જાણો નહિ !
બહુએ જમ્યા બહુએ કર્યો, જોયું બધું ને ભોગવ્યું,
એ ભોગને જોવા મહીં, લાગ્યું મને કાંઈ નહિ.
ઘાયલ થયો હું ત્યાં અને, વાગ્યા **જીગરમાં ઘા' ઘણા,**
કારી પડ્યા તે ઘા મહીંથી, **લોહીની નદીયો વહિ.**
**એ લોહીની નદીઓ મહિં નહાવું અને છે કુદવું,**
**નહાવા અને કુદવા વિના, બીજુ નથી બાકી કંઈ.**

**—સુર્યકુમારી. ——અમારી આમ બાબત છે——**

**——રાગ કવ્વાલી.——**

રીબાયો છું ? ફસાયો છું ? કુટાયો છું, લુટાયો છું.
ડુબાયો છું, મુઝાયો છું, **અમારી આમ બાબત છે.**
**પકડતાં જાળમાં ઉંદર, ભરાયો સર્પ તે અંદર,**
**હર્યું ઘોડા બદલ ખચ્ચર, અમારી આમ બાબત છે ?**
**બીજાણાં નાર નખરાળાં, સુજાણાં જોઈ ઘોટાળાં,**
**પછીથી મળ્યો તો પુંછડાવાળો, અમારી આમ બાબત છે?**
**તમારાં કષ્ટ સહિ ટળશે, અવશ્યે ન્યાય પણ મળશે,**
**તમારાં શત્રુ સપડાશે, અમારી એ કબુલાત છે.**

—લે. ત્રીવેદી રમાશંકર વિ. પ્રાણશંકર —**ક્રોધ—જાળ.**—
—રાગ, **હરીગીત ગઝલ.**

"**હા—ના**" તણા વૈરે કરી,પ્રગટી ઘણો જન દેહમાં,
તે—સ્નેહિ રજ્જુ છેદીને, છુટા પડાવે નેહમાં.
"**હા—ના**" તણાં વળી વૈરથી, બહુ ક્રોધ વ્યાપો **શીવને,**
ને, શીર્ષ છેદીયું પુત્રનું, પછી ખેદ થયો નીજ જીવને,
તે સાહસ કીધું **ક્રોધથી,** વળી જઈ લઢયા નિજ પત્નીથી,
એ ક્રોધના આવેશમાં, કુસંપ વધ્યો છે નક્કી.
**સ્નેહીની** સાથે વૈર તે! કેવું કરાવે ઝેર શું,
એવી રીતે તે વાધ તો, જન જાતમાં નિહાળતું,
બગાડી એ **નિજ સ્વાર્થને,** ઉપયોગથી વધતો જશે,
લલચાવી એ નિજ **જાળમાં,** જન **ક્રોધ** એ સપડાવશે.
કુસંપ ના એ **બીજને,** ઉગાડશે ઉતાવળે,
ને શરમને સુવાડશે, **નિજ** સોડ માંહે તે પળે.
**પતિ પત્નિ** ને પીંખાવશે, **પિતુ પુત્રને** વઢવાડમાં,
સબંધી શું વિક્ષેપથી, છુટાં પડાવે લાડમાં.
**નાણા** તણું નુકસાનને, **હાની** કરાવે હરપળે.
એ **અનળ** પ્રગટે ઉરમાંતો, અંત સુધી તે બળે.
**વેરી**તણા પ્રભાવથી, **ભગવાનને** ભુલી જશે,
**સંસારના** સુખ નષ્ટ થાશે, **ક્રોધ**માં ડુલી જશે.
**ક્રોધે** પ્રશારી જાળ એવી ફાંસવા ફુસલાવીને.
(માટે) ચેતી **ચતુરો** દુરથી, અળગા રહો સળગાવીને.
આભાસે રહ્યા અંતર મહિ, જુદાં જુદાં જન દેહમાં,
ના અન્ય પણ એ એક છે, એક બીજાના નાં નેહમાં.
**ઈશ્વર** કહોજો તેમને તો, તે પણે ખરે તે ચાલશે,
તો **ક્રોધ** કોનાથી કરો, તે જાળતો લલચાવશે.
(માટે) સમજી સદા **મન** મારીને **ગોવિન્દના** ગુણ ગોખજો,
**જ્ઞાની** થઈ મનને કદા, **ક્રોધે** તમે ના રોકજો.
કલ્યાણ કારક એજ છે. **હરી** નામથી જન હાંકશે,
કષ્ટ કદા આવી જશે, તો, પણ સદા ઇશ તારશે.

—કૃષ્ણ સુદામા, —**જવાદે કૃષ્ણને દ્વારે**—
—**કવ્વાલી,**—

**મુઝાવી ક્યાં મને મારે, જવા દે કૃષ્ણને દ્વારે,**
**ખલકનાં ખેલ છે ખોટાં, જેવા પાણીનાં પરપોટા.**
**માથે ભય મોતનો ધારે, જવા દે કૃષ્ણને દ્વારે.**
**શિખામણ માની લે સ્યાણા, મેળવને ભક્તિનાં નાણા,**
**ત્રીકમ વીણ કો નહિં તારે, જવા દે કૃષ્ણને દ્વારે.**

—લે. વૈ. કવિ. દુ. શ્યા. ધ્રુવ. —**ગુણીની કદર.**—

—ગઝલ.—

**લીધી જેણે ગરીબોની, ખબર તેણે બધું કીધું:**
કીધી જેણે ગુણીઓની, કદર તેણે બધું કીધું.
**બજારોમાં નથી મળતી, રહમ કિંવા કદરદાની.**
**જીગરનું નુર છે એતો, નથી વસ્તુ તમાસાની;**—લીધી.
નથી શું મોતી ને હીરા, ખલક કેરા ખજાનામાં,
પરંતુ આબ જેનામાં, જરૂર તેની જમાનામાં;—લીધી.
તવારીખો ઘણી વાંચી, અમીરો બાદશાહોની,
રહી ગઈ લીટીઓ તેની, ખરા ખોટા ખિયાલોની;—લીધી.
સફર સઉએ ભવાબ્ધિમાં, કરે છે જીવ જંતુઓ,
સફળ પણ થાય છે જેનાં, ગહન છે જ્ઞાન તંતુઓ;—લીધી.
સુવાસિત પુષ્પની ખુશબો, નથી છાની રહેવાની,
વિવિધ સ્થાને પવન દ્વારા, ખચિત એ તો પ્રસરવાની;—લીધી.
કરે છે નેત્ર એ નીચાં, ખરા દાતાર જવા દે છે,
ગણી સૃજનારનું પોતે, મુખે લજ્જા ધરી લે છે;—લીધી.
હૃદયનો હાથ લઈ દાનો, નમાવે પાત્ર જે પુણ્યનું,
વિવેચન શું પછી કરવું, કહો એના મહદ્ ગુણનું;—લીધી.
ભલે વખણાય દાતરો, જગતમાં મેઘ વૃતિના.
પ્રશંસાપાત્ર પણ દાતા, નિરંતર કુપ વૃત્તિના;—લીધી.
વદે છે **શ્યામ** મુત દુર્લભ, ખબર લેવી **ગરીબોની**
ધનાઢયોએ ભલા મનથી, કદર કરવી **ગુણીઓની**;—લીધી.

—બુદ્ધદેવ. —**ત્યાગી જનારાને**—

—રાગ. ગઝલ.—

પડતી હવે મુજને ખબર, તુમાં સુણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની ચતુરાઈ તેં દીઠી નહિ.
જ્યાં પ્રેમ મારો ઝળહળે, ત્યાં તે દીધો બદલો ખરો.
**દરબારને છોડયા વિના યુક્તિ કશી સુઝી નહિ.**
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨)
સમાધી જૂઠી દે ત્યાગી (૨)—હવે.
**વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી (૨)**
**મધુરાં પુષ્પને ત્યાગી, ભલા કાંટા શું હીન ભાગી (૨)—હવે.**
ઉંડી આશ ધારીને, મેં તારો સંગ કીધો તો
**ભરોસો દઈ ભુલાવી ઓ! વિરાગી શું થયો ત્યાગી (૨)**

—જયદેવ. —રૂદે જગદીશને રાખું—
—રાગ. કવ્વાલી.—

ઘડીભર ના કરૂં ન્યારા રૂદે જગદીશને રાખું,
ગણીને નેણના તારા, રૂદે જગદીશને રાખું
પિતા માતા અને ભ્રાતા ભગિની ભાવે નથી ભજતો,
કદી ચાહુના સુતદારા, રૂદે જગદીશને રાખું;
જગતની જાળ જાલીમમાં હવે સંપડાઉં હું શાને?
થયા સ્નેહી શ્રી હરી મારા રૂદે જગદીશને રાખું;

—સ્વદેશ સેવા, —સર્વ સરખાં છે—

સર્જેલાં શ્રી પ્રભુજીએ-મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઇ ઉંચ કે નીચા, જીવન તો સહુના સરખાં છે,
પ્રભુજીની જગત વાડી, તણાં ફુલડા સહુ જીવો
સુગંધીથી ભરેલા સહુ, સમજીએ તોએ સરખાં છે,
વિષમ આ વિશ્વનો-વાયુ કરે જીવ ક્રોધીને ઘેલા,
ન મનહર દોષ માનવનો સકળ આત્માઓ સરખાં છે,

—રંગતરંગ. —હવે શું તારણ આવેછે—
—રાગ. ગઝલ.—

સાપ પર કલમો ફેંકી છે, હવે શું તારણ આવેછે,
નક્કી આ જોવા જેવું છે, હવે શું તારણ આવેછે.
આ સાચું કે એ સાચું, ભાઇ નથી કાંઇ સમજાતું
સાચું હશે તે તરી આવશે હમણા થાશે થાતું
આ તો કેવી વાતું, જે જોઇએ તે વળ ખાતું
પાઘડીએ વળ ખચીત ઉતરે ગાલ પુરાણ એમ ગાતું
મને તો જુઠ્ઠી માને છે, હવે શું તારણ આવેછે.

—ભગવદગીતા —કુપુતનું કષ્ટ—
—રાગ-ગઝલ, કવ્વાલી.

જો દેવ! દે તું દીકરા દેજે સમા જે દીનકરા;
કુળ પૃથ્વ ને કરતાં પ્રકાશિત, દુઃખ તિમર ટાળે ખરા.
એવા ન જેહો દીકરા, તે દીકરા નહિ દીકુર્યા;
બહેતર અરે એથી બહુ, રસ્તે રઝળતા ઠીકરાં.
કે કામ આવે કાંઇ, આતો નામને ડુબાડતા;
છે ભાર રૂપે ભુતળે, માબાપના તન તાવતા.
એવા અરેરે, દીકરાથી, વાંઝીયા રહેવું ભલું,
જેને વિતે તે જાણતા; કષ્ટ કુપુતનું કેટલું

—દેવી દમયંતી. **—પ્રેમ પ્રભા—**

—રાગ. ગઝલ, કવ્વાલી.—

**એ રસીલાની રતીયે કંઇ, અજબ જાદુ કરેલો છે,**
મદનનો ગર્વ હરવાને એ, છબીલો અવતરેલો છે.
હરે છે ચિત દર્શનથી, હરે છે સ્પર્શથી લજ્જા.
સુધાનો સ્વાદ ચુંબનમાં, મધુર મીઠો ભરેલો છે—
ન છુટે ધ્યાન.પ્રતિમાનું, સ્મરણમાં દશિ ના આવે;
હૃદયમાં ઘર કરી. એવો. વિલાસી એ વસેલો છે—
પધારો રાજ, થાકી આંખડી. આ વાટડી જોતી:
**વીરહની વેદના ટાળો.મદન મદથી છકેલો —**

—રંગતરંગ. **—શીયળ શણગાર મારોછે—**

—રાગ. કવ્વાલી.—

જગત પરવા નથી મુજને, વીરાગી હાલ મારો છે;
**અનીતી** વાત છોડી દે, નીરાળો ખ્યાલ મારો છે.
અરે કેવળ ઉદર ભરવા, પશુ પેરે ગુજર કરવું;
ન બનશે તે કદી કાળે, મનુજ અવતાર મ્હારો છે.
**બદીની** છાપ વ્હોરીને, **શરીર શણગારવું મોંઘા;**
અવર શણગાર નથી ધરવા, **શીયળ શણગાર મ્હારો** છે.

—મનોહરી રંભા, **—બાપુ—મયાળુ એક માળી છે—**

—રાગ. કવ્વાલી.—

જગતના બાગમાં, **બાપુ મયાળુ એક માળી છે;**
રસિલા છોડને પાણી સીંચીને કલાલી દે—ટેક.
સુગંધી તો ભ્રમર લ્હેશે, ખરો માલિક તો તે રહેશે;
ખિલાવી જો નહિ દેશે, ભુલ્યો નિજ ધર્મ માળીએ—જગત.
**જશે જ્યાં ફુલની કળીઓ, જશે સાથે સગંધી તો:**
**હશે ફુળ ત્યાં હશે ડાળીયો, જુઓ ધારો નિહાળીને**—જગત.
**પિતા ? પુત્રી** પરાયુ ધન, થશે બીજાને તે સ્વાધીન;
જશે ભરથાર લઈ તે તન, રહેશે રોઇ માળીરે—જગત.

—"રા" માંડલીક, **—હજી એ શી થનારી છે—**

—રાગ. કવ્વાલી.—

**દઉં દોષ કોને હાં, સમયની જ્યાં બલીહારી;**
સમયની જ્યાં બલિહારી, મનુષ્યની ત્યાં છે લાચારી.
હતો હમ **દેશ** આતે જ્યાં, પ્રભુ અવતાર પણ લેતા;
અરે આ **દેશ** એનો એ, **સમયની** છે ગતી ન્યારી.
અમારાં **દેશના** ચેતન, અમારાં તેજને ગૌરવ:
અકાળે હાય કરમાયા. **હજી એ શી થનારી છે.**

—સોબતે અસર. **—શું ! જાણે—**
**—રાગ. ગઝલ—**

અરે જીવતાંજ મરવાની–મજા નાદાન **શું ! જાણે,**
ખરી મ્હોબ્બત તણી લ્હેજ્જત–કહો અંજાણ શું ! જાણે.
બની અંધો જુવે છે ખેલ–ત્હેની મોંજ તે સમઝે;
સુખી દુખને ખુશી આફત–જગત એ ભાન શું ! જાણે.
મળે છેજોતમાં જો જોત–તે જાણે હરખ ત્હેનો;
સુવાઓનાં, સુખોની તો, મુરખ એ ધ્યાન શું ! જાણે.
હુકુમત આફતની વાત શાહે રૂસને પુછો;
**ગરીબામાં મજા શું છે–અરે સુલતાન શું ! જાણે.**

—ચાલુ જમાનો—**સમય સ્થીતી—**
**—રાગ–કવાલી—**

અમારો કોઈ નથી આરો, સમય છે પ્રાણ લેનારો.
પડ્યો શિર દુઃખનો ભારો, પિતાજી મારો કે તારો,
**થઇ છે પાયમાલી, શર્ત સટ્ટાથી પિતા ભારી.**
**ગયા ઘરબાર ને ધનમાલ, આવી સખ્ત લચારી.**
બુરો તકદીરનો, તારો પિતાજી મારો કે તારો—અમારો.
ન ખાવા અન્નનો દાણો ન પીવા ગોળીમાં વારી,
નહી તન ઢાંકવા કપડું, કહું શું વાત વીસ્તારી,
થયો સંસાર આ ખારો. પીતાજી મારો કે તારો.—અમારો.

—અહલ્યાબાઈ. **—પ્રેમ દર્દ—**
**—રાગ, કવ્વાલી.—**

**દવા કોઇ દીલની લાવો. વિરહાનળ બુજાવો;**
કોઇ મારો કંથ રીઝાવો, બની હું બ્હાવરી બાળા
આંખલડી રહે છે રોતી, વાલમની વાટ જોતી;
પ્રીતમ તમ વિણ સઘળા, લાગે સુખ ભોગ લાળા.
યૌવન દીન રેન સતાવે; અંતર સ્મર ધુન જગાવે;
આઠે પહોરે અકળાવે, ધારી મનહર માળા.

—વીસમી સદી. **—શોચવું શું છે—**
**—રાગ–કવ્વાલી.—**

અરે વિષ્ટા તણા ભોગી રદયની ચાહના શું છે,
ખરેખર આ જમાનામાં થયો એ હાલ પણ તું છે.
નથી માયા અને મહોબત વળી ધનમાલનો સાથી,
થવું છે એકલા માટી અલક આધાર પણ તું છે.
મુકી સહુ સહ કુટુંબીને વળી વહાલી અને પ્યારી,
**થઈ આ જીંદગી ખારી પછી કહે શોચવું શું છે.**

—વીર—કુણાલ —પરીવર્તન—

—રાગ—ગઝલ.—

હતાં સંસાર વાડીમાં, અમે પુષ્પો પ્રભા વાળાં.
થતાં ઉવાં ખીલ્યાલાં ને, રહ્યાતાં ખુબ રઢીયાળાં,
ડુબ્યો ભાનુ વીતી સંધ્યા, નિશા થઇ ઘોર અંધારી.
રહયાં તે પુષ્પ પણ તેમાં, સુગંધી પુરની ન્યારી.
સહુ જાણો સુખોનો અન્ત, આવો દુઃખમાં થાશે,
કળી ખીલી સુકાશે ને, પ્રબળ વેગે ખરી જાશે.
અરે તેથી ખર્યા પહેલાં ભલું કર કાંઇ જીવન ભરમાં
કરી પરમાર્થની કરણી, તરી જા આ વિષમ સરમાં.

--રાગ સાજ સંગ્રહ —કૃષ્ણ લીલા—

—રાગ, ગઝલ.—

મચા અનંદ ગોકુલમેં નગર ગર હો તો એસા હો,
ભયે શ્રી કૃષ્ણ યસુદાઘર શુભ અવસર હો તો એસા હો.
ભઇ જયકાર ત્રિભુવનમેં સુરોને ફુલ બરસાયે,
કરી અસ્તુતી હરન ભુભાર, ઇશ્વર હો તો એસા હો.
બધાઇ ચોં તરફ બાજી, ભયે ખુશ નારીનર વૃજકે,
નશીબા નંદકા જાગ મુકદર હો તો એસા હો.
કીયા જબ કોપ ઇદરને, ડુબાના વૃજકો ચાહાથા,
ઉઠયા નખપે ગોવર્ધન જોરાવર હો તો એસા હો.
ભયંકર કંસ પાપીને ઉપદ્રવ વૃજમેં બહુ કીન્હો,
સમરકર ધર પકડ પકડા બહાદર હો તો એસા હો.
દિખાઇ નીત નઇ લીલા, છબીલે છેલ મોહનને,
હરે મન ગોપીઓકે મનોહર હો તો એસા હો.
કિયે બસ જીવ જડચેતન અધર ધર બાંસરી ઝનકારી
પરમ અમૃત સદશ સુન્દર મધુર સ્વર હો તો એસા હો.
પછારી પૂતના કાગા બકાસુર દુષ્ટ સંહારા,
નબાઇ શંક કુછ મનમેં જો બેડર હો તો એસા હો.
ખેલત ગેંદ યુમનામેં ગિરા જબ કુદકર ઝટપટ,
લિયા જા નાથ કાલીકો હુનર વર હો તો એસા હો.
પુકારા દ્રોપતિને લાજ દુશાશનકે કર જાને,
લગાયા ઢગ અંબરકા પિપદ વર હો તો એસા હો.
કી પોકાર ગજે જળમેં બચાવો આકસે સ્વામિન
ગરૂડ તજ નાગન પગ દૌડે, બિરદવર હો તો એસા હો.
શરણુ મનિલાલ પંડીત હે, સદા વૃજચંન્દ્ર પ્યારેકિ,
દિવશ નિશ ગાવે ગુણ સુંન્દર, સુયશકર હો તો એસા હો.

—માયા મોહીની. —સમય રંગ—

—ગઝલ. કવાલી—

**વખત બદલાય છે જ્યારે, બધુ પલટાઈ જાયે છે,**
બને છે દાસ ભુપતીને, નૃપાળો દાસ થાયે છે.
હતો ખોંખાર અશ્વોનો, ખરો ત્યાં ભૂકતા જોયાં,
હતાં જ્યાં દાન કરનારાં, લુંટારા ત્યાં જણાયે છે...વખત.
નથી એ દોષ કોઇનો, ખરેખર ખુબી કીસ્મતની,
હતો જે ભક્ષ સીહેનો, શૃંગાલો આજે ખાયે છે;
**બધી જાહોજલાલી આ, દીવસ બેચારની ગારીલ,**
**બની મગરૂર માણસ તું, વૃથા શાને ફુલાએ છે...**વખત.

—વિર–કુણાલ—**સમયનો રંગ ન્યારો છે**—

—રાગ, કવાલી—

**સમય જો હોય સારો તો. બધો સંસાર સારો છે,**
**સમય સારો સીધાવ્યો ત્યાં, નહિ સંસાર તારો છે.**
ચડે વાદળ ચડે ભરતી ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં, સમયનો રંગ ન્યારો છે.
સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
પછીથી ખાય તે ખત્તા, **સમયનો રંગ ન્યારો છે.**

—વીર કેસરી. —**સવારે શું થવાનું છે**—

—રાગ કવાલી—

**થવાનું ના થવાનું કહે,** નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, **સવારે શું થવાનું છે.**
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, **સવારે શું થવાનું છે.**
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, **સવારે શું થવાનું છે.**
રમ્યા જુગટુ સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, **સવારે શું થવાનું છે.**

—વીસમી સદી. —**ગંદી–કાયા**—

—રાગ–કવ્વાલી.—

ભરેલો કૂપ અગ્નીનો, વખત આવેજ શેપ લગી,
ઠર્યો મલ મુત્રનો કોઠો—નહી માતા રહો વલગી
મઢયું છે ચામ ઉપર હા, તમોને લાગતું પ્યારૂં,
મીચીને આંખ સૌ નીરખો. દીસે છે ઘોળુ અગર ખારૂં,
સજ્યા શૃંગાર ઉપરના ઉઘાડી આંખ જો વહાલા,
જતા જગ છોડતા સઘળા, સંબંધો સહેજ ખોવાનો.

## —રાગ સાજ સંગ્રહ—શક્તિનામ સ્તુતિ—

### —રાગ, ગઝલ કવાલી—

મહા શકિત તુંહી કાલી ભવાની ભારતી તૂં હય,
મહા શક્તિ સતી ગૌરી જયન્તી મોહિની તૂં હય.
તુહી રાધા મ્હામાયા તુંહી સીતા તુહી કાયા,
મનોરમા મહાલક્ષ્મી રમા શાકમ્ભરી તૂં હય.
તુંહી તારા કલા તુષ્ટી, તુહી ભામા તુહી પુષ્ટી,
સુશીલા સંકટા જયોતિ લલામા ભૈરવી તૂં હય.
તુહી ગંગા શુભા પુણ્યા, તુહી શ્યામા તુહી ગુણ્યા,
યશોદા મંગલા સિદ્ધી શિવા સિદ્ધેશ્વરી તૂં હય.
તુહી દુર્ગા વાગઋદ્ધી, તુહી શ્રદ્ધા તુહી બુદ્ધી,
બીશાકા હિંગલા ચંડી મનોજા લાડિલી તૂં હય.
તુહી જ્વાલા ભવા ભવ્યા તુહી હવ્યા તુહી કવ્યા.
મહા વિદ્યા મહા બુદ્ધિ ગિરા બાગેશ્વરી તૂં હય.
જગતકી હય તૂ આધારા ભરા તુજસે જગત સારા,
જહાં દેખા વહી દેવી બિરાજી શંકરી તૂં હય.
મેરે મનમેં જો હય ઇચ્છા વો મિલ જાયે મુઝે ભિક્ષા,
મેં આયા હું શરન તેરી જગતકી સ્વામિની તૂં હય.
જો દેકર ધ્યાન યાં દેખા મિલા મુઝકો યહી લેખા,
કિરશમય સિદ્ધીકી મીઠી, ગિરાબી ભગવતિ તૂં હય.

## —રાગ સાજ સંગ્રહ —હનુમાન-સ્તુતિ—

### —રાગ, ગઝલ—

ધન ધન મહાવીર બજરંગ રાવણ લંક જલાને વાલે,
આજ્ઞા રઘુનંદકી પાય, પહુંચે ગઢ લંકામેં આય;
ક્રોધિત હો દી આગ લગાય, રામકે કામ બનાને વાલે—ધન ધન.
રાવનકી બાટીકા ઊજારી, મારા અક્ષય કુમાર સુરારી,
ફસ ગયો બ્રહ્મ પાશ એકવારી, લીલા લલિત દિખાને વાલે—ધન ધન.
ચઢી દ્રુમ અશોકપર હર્ષાય, દિન્હી ઝટ મુદ્રિકા ગિરાય,
ચરનન ગિરે સિતાકે આય, પિયાકી ખબર સુનાને વાલે—ધન ધન.
શક્તિ મેઘનાદ ને મારી, વ્યાકુલ ભયે લક્ષ્મણ બલધારી,
લાયે સંજીવની સુખારી, લક્ષ્મણ પ્રાણ બચાને વાલે—ધન ધન.
માયા રચ અહિરાવન ધાય, જબ હર લે ગયા દોનો ભાય,
રામકો લક્ષ્મણ સહિત ઉઠાય, જાય પાતાલમેં લાનેવાલે—ધન ધન.
દુષ્ટોકો મારો તત્કાલ, ભકતોકા કરિયે પ્રતિપાળ,
શરણાંગત દ્વિજ મન્નીલાલ ધન બિધા બક્ષાને વાલે—ધન ધન.

—શ્રી બ્રહ્માનંદ ભજનમાળા, —કૃષ્ણલીલા—
—રાગ, ગઝલ, તાલ, ધમાલ.—

કૃષ્ણ ઘર નંદકે આકે તિનારા હો તો એસા હો,
કરે સબ પ્રેમસે દર્શણ, દુલારા હો તો એસા હો.
બકાસુરકો મશલ ડારા, પૂતના જાનશે મારી,
કંશકો કેશસે ખેંચા, ખિજારા હો તો એસા હો.
કુદ પાનીકે અંદરસે, નાગકો નાથ કર લાયે,
ચરણ ફણપે ધર કરકે, નચારા હો તો એસા હો,
તીર જમુનાકે જા કરકે બજાઈ, બંસરી મોહન;
ચત ઘર છોડ વ્રજનારી, પિયારા હો તો એસા હો.
રચાઈ રાશ કુંજનમેં, મનોહર રૂપ બન કરકે,
દેવ દર્શનકો ચલ આયે, દીલારા હો તો એસા હો
ગયે જબ છોડ ગોકુળકો, નહિ ફીર લોટકર આયે;
સખિ રોતી રહી બનમેં, કીનારા હો તો એસા હો.
પુરી દ્વારકાતિ જાકર, મહલ સોનેકે બનવાયે,
હજારો રાનિયાં વાંઢી, પસારા હો તો એસા હો
કુરૂ પાંડવ લડે રનમે, જીત અર્જુનકી કરવાઇ,
બચાઈ લાજ દ્રોપતીકી, સહારા હો તો એસા હો,
ઉતારા ભાર ભૂમીકા, સિધારા ધામ અપનેકા,
વો બ્રહ્માનંદ દુનિયાસે, નીયારા હો તો એસા હો.

---

લે. રણછોડ, એમ. વકીલ —એક યુવકનો બળાપો !—
—ગઝલ.—

હતો વિદ્યાર્થી હું જ્યારે, ઉમંગમાં મ્હાલતો ભારે,
ના હોતી લેશ ચીંતા કે, નસીબે શું લખાયું છે.
મચી આનંદમાં રહેતા, ન જાણ્યું દુઃખના ડામો,
વહ્યું જીવન ગયા દિને, મળ્યું ના સુખ ધાર્યું જે.
ત્યજ્યો અભ્યાસ તર છોડી, વડીલની શીખ ના માની,
રૂઠયું મુજ દૈવ કોને કહું, હવે રોવું નકામું છે
ન ગણત્રી કંઈ વ્યવહારે, અરે નહિ માન કૈં 'વિશ્વે'
દઝાયે ચાત પરીતાપે, મહા દુઃખ કયમ વિશારૂં એ,
સહોદર સ્નેહી બંધુઓ, કદી નીચા કહી બોળો
દબાતું તેમને કેમે, નિરંતર મન મુઝાયે છે.
કરૂં પુજા પ્રભુ! ત્હારી, રહ્યો નિર્ધન નો બેલી,
લઊં શાંતિ ભજું પ્રીતે જીવન સુખ નહિ સમાયું છે.

રા. મણીલાલ, નભુભાઈ —**અમર આશા**—

—ગઝલ, ભૈરવી—

**કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે**
ખરા **ખંજર** સનમનામાં **રહમ** ઉંડી લપાઈ છે—
જુદાઈ જીંદગી ભરની, કરી **રો, રો,** બધી કાઢી
રહી ગઈ **વસ્લ**ની આવી, અગર ગરદન કપાઈ છે
ઘડીના **વસ્લની** આવી, **સનમ** પણ છેતરી ચાલી,
હજારો **રાત** વાતોમાં, ગુમાવી એ **કમાઈ** છે
ઝખમ દુનીયાં ઝબાનીમાં **મુશીબત, બોજ, ના ખંજર**
કતલમાં એ **કદમ** બોશી. ઊપર **કયામત** ખુદાઈ છે
શમા પરજનય **પરવાના,** મરે **શીરી** ઊપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં મઝેદારી લુંટાઈ છે
ફના કરવું ફના થાવું. ફનામાં શહ શમાઈ છે.
મરીને જીવવાનો મંત્ર, **દીલબરની** દુહાઈ છે.
ઝહરનું નામ લે શોધી તુરત પી લે ખુશીથી તું
**સનમનાં** હાથની છેલ્રી, હકીકત રફાઈ છે
સદા દીલના તડપવામાં **સનમની** રાહ રોશન છે.
તડપતે ફુટતા અંદર ખડી **માશુક** સાંઈ છે
ચમનમાં આવીને ઊભો, ગુલો પર આ ફરી થઈ તું.
ગુલોના ખારથી બચતાં, બદન ગુલને નવાઈ છે.
**હજારો ઓલીયા મુરશિદ, ગયા માશુકમાં ડુલી**
**ન ડુબ્યા તે મુવા, એવી કલમો સખ્ત ગાઇ છે.**

—લે. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

—**ખુલાશા કાં પછી કરવા**—

—ગઝલ.—

**જગતના ઝેરી નાગો સૌ, ભલેને મારે ફુંફવાડા.**
**અમીમય પાક દિલ મોજુદ—ખુલાશા કાં પછી કરવા,**
**જગતમાં જાળ પાથરવા, ભલેને નિન્દકો મથતા,**
**નીખાલશ બોલછે મોજુદ—ખુલાશા કાં પછી કરવા.**
**જગતને ગંદુ કહેનારા, કીચડ કીડાની શી પરવા,**
**સફાઈ કામની મોજુદ—ખુલાશા કાં પછી કરવા.**
**જગત માંચે પડયા. કૈં કે ખરા ખોટાના જોનારા,**
**અદલ ઈન્સાફ છે મોજુદ—ખુલાશા કાં પછી કરવા.**
**જગતની જો છતાં આંખે, હશે અન્ધારના પાટા,**
**ખુદા છે ખલકમાં મોજુદ—ખુલાશા કાં પછી કરવા.**

—લે. રા. મણીલાલ નભુભાઇ. —**રજાની માંગણી**—

ત્રોફાયું જીગર, તું છે ખુશી, હાવાં **રજા** દેવી ઘટે,
બાકી રહ્યા **ઘા** હોયતો એ ચાર દઇ દેવા ઘટે.
તે શું કર્યું તે આબદન ખોલી બતાવતું નથી,
**જંજીરથી** છોડી મગર કૈં શ્વાશ તો દેવા ઘટે.
અરજી દઈ **કેદી** થનારો **કેદખાને** ઠીક છે,
તેને પણ **મેદાનની** કોદી **હવા** દેવી ઘટે,
**માશુક** કે **ઝુલ્મની** આરામ તો દેવો ઘટે.
ને જીવવું કે જીવવા મથવુંય રોવા કાજ છે,
તો, **આંસુડાની** લાયકીએ પામવા દેવી ઘટે.
રીબાય તેની લજ્જતે શું રીબાવનારૂં જાણતું,
થાકયો નથી તો એ **શનમ** તાજો થવા દેવો ઘટે.
આરામ આનંદની આશા નથી રાખી અમે,
છે **દર્દથી** દર્દે જવું ત્યાં તો જવા દેવો ઘટે.
છે દર્દ ને બદ લાવવું તે દર્દીઓની લહેર છે,
જ્યાં ત્યાં બધે છે એજ પણ પૂરી તબલ કીધી ઘટે.
**ખંજર ચલાવી લાલહથેલી કરી તુજ હાથની,**
**મારી નહિ તેની મગર કાંઈ દયા ખાવી ઘટે.**
**માંગુ રજા જાણી ભલે આખર કદમ તારેજ હું**
**એ ચાર-દિન- એ ચાર યુગ ટુંકી રજા દેવી ઘટે.**

**( વહીદની ઉર્દુ ગઝલ ઉપરથી )**

લે—કુતબ. —**શું ખબર ?**—

પ્રેમની જ્વાળા હતી ના! હાલ કેવો **શું ખબર ?**
ગાત્ર હક્ક તોહીદનીમાં છે મજા એ શું ખબર ?
"હું ઉપર એ પ્રેમમાં કુરબાન જાશે" એ ખબર,
પ્રાણ લેશે **શોક દર્શનમાં** અમોને શું ખબર ?
સ્હેલો હશે રસ્તો તમારા પ્રેમનો અમને ખબર,
જીંદગી **બરબાદ** થઈ જાશે અમોને શું ખબર ?
**એક આશાથી હૃદય લઇને અમો નીકળ્યા હતા,**
**ખારથી ભરપુર છે દરબાર ત્હારો શું ખબર ?**
શું ખબર અમને હતી કે **વક્રદૃષ્ટિ** આપની ?
ને વળી **રંજુર** થઈ જાશો, અમોને શું ખબર ?
પ્રેમમાં છે પ્રાણની **આહુતી** એ બોધી રહ્યા,
ના પછી કેશો કે **યારો!** એ અમોને શું ખબર ?
જો ખબર આવી હતે તો હૃદય ના દેતે "**વહીદ**"
કોલ તે પોતા તણો નહીં પાળશે એ **શું ખબર ?**

—રાગ સાજ સંગ્રહ. —શીવ સ્તુતિ—

—રાગ, ગઝલ, કવાલી.—

જોહય મન કામના સુખકી, સદા શિવ નામ ભજ પ્યારે
મય કહેતાહું તેરે હીતકી સદાશિવ નામ ભજ પ્યારે,
બરાબરા શમ્ભુ સમ દાતા, જગતમે હય નહીં કોઈ,
પલકમે દેતે હૈ સિદ્ધિ સદાશિવ નામ ભજ પ્યારે.
કહા હૈ ધ્યાન મન તેરા, શરણુ ગૌરિશ કી લેકર,
તરે લાખો મહાપાપી, સદાશિવ નામ ભજ પ્યારે.
મિટાહર ઘોર દુખ જનકે, મહા સુખદાન કરતે હય.
તૂ તકતા બાર હય કિસકી, સદાશિવ નામ ભજ પ્યારે.
તેરે ઊપર દયા કરકે પુરિ અપની મે લે આગે,
નહીં ફીર ચેત કયોં અબભી સદાશિવ નામ ભજ પ્યારે.
વો તારક મંત્રદે તુજકો કભી સંસાર સાગ સે.
કરેંગે પાર બિન દેરી સદાશિવ નામ ભજ પ્યારે.
કહાં ભોલા મિલે અયશા, સમઝ લે સિધી ઉલટીસે,
અતુંક દેવ હય શિવજી સદાશિવ નામ ભજ પ્યારે.
તેરે મન કામ ઝટ સારે પુરેંગે લે શરણ ઉનકી
મિલેગી સદ્ધી હી મુક્તિ સદાશિવ નામ ભજ પ્યારે.
રહેગી કયા કમી તુઝકો કભીજો ખોલ ભેદેંગે.
વો રસમય સિદ્ધીકીઝોળી સદાશિવ નામ ભજ પ્યારે.

કડવા વિજય. —કદી એ પ્રેમ નહિ છુટે.—

—ગઝલ—

તજાશે દેહના બંધો, તજાશે સ્નેહ સંબંધો;
હૃદયના મર્મ બંધનનો, કદી એ પ્રેમ નહિ છુટે.
જશે આ વિશ્વ ને માયા. કે કરમાશે કનક-કાયાં;
હણાશે હામ ને હૈયાં, કદી એ પ્રેમ નહિ છુટે;
કદી જો આગમાં બાળો, બુઝાવિ આગને દેશે;
ઊલેચી નીરને વ્હેશે, કદી એ પ્રેમ નહિ છુટે;
જશે ઈન્સાફ ને આલમ, જશે સૌ ઈલ્મના પોથાં;
જશે સૌ બોલનારાઓ, કદી એ પ્રેમ નહિ છુટે.
જડાયા જીવ સાથે, ને નશોનાં પ્રેરકતમાં વ્હેછે,
રહે છે રોમ-રોમે એ, કદી એ પ્રેમ નહિ છુટે.
સદા છે-છે અને રહેશે, કદી એ દુર શું? કહેશે;
થશે નહિ એક-એનાં-એ, કદી એ પ્રેમ નહિ છુટે.
પ્રભુ એ પ્રેમને પુજે, જગત સૌ પ્રેમથી ધ્રુજે;
ખરું એ શાસ્ત્રને સુજે, કદી એ પ્રેમ નહિ છુટે.

—લે. મધુકર. **—દીવાના—**

**—ગઝલ.—**

અમે મિત્ર "બાળ" ના ચેલા **દિવાના** ને વળી ઘેલા,
અહા **મૈત્રિએ** મસ્તાના દિવાના ને વળી ઘેલા.
દંભીથી દૂર તો રહેતા સ્વાર્થે સંગ ના કરતા,
દુઃખીના દુઃખમાં બળતાં દિવાના ને વળી ઘેલા.
કરેલા હિત હોંશે જ્યાં, કશો ના ખ્યાલ દીશે ત્યાં,
નહિ **નીમકહરામીના** બધા તે **બેવફાઈ ના,**
અમે ના દોસ્ત તો તેના દિવાના ને વળી ઘેલા
થઈ **મીત્ર** ને કરે, હાની બતાવે તે પછી ગ્લાની.
ન પડતા જાળમાં તેની દીવાના ને વળી ઘેલા,
મધુરા શબ્દ જે બોલે, અંતરના પટ ના ખોલે.
અમોને ત્રણુ ખલા તોલે દીવાના ને વળી ઘેલા,
**મનસા કર્મણા વાચાથી રહેતા મૈત્રિયે રાચ્યા.**
**વળી સ્નેહી સદા સાચા, દીવાના ને વળી ઘેલા,**
બની મૈત્રિ એ દીવાના તે **દીવાના ના દીવાના.**
અમે તો **મસ્ત મસ્તાના** દીવાના ને વળી ઘેલા.
૪ના બે અક્ષરે થાતા ગુમાવિ તો બધું દેતા,
મઝા તો **મૈત્રાની** લેતાં દિવાના ને વળી ઘેલાં.
ઊડે **તું ! તું !** અહીં કરતા ફુલો પર મસ્ત થઈ ફરતા,
**મધુકર** પુષ્પે દીવાના, દીવાના ને **વળી** ઘેલા

—રાગ સાજ સંગ્રહ—**ન સ્વર સુનાના વો બાંસુરીકા !—**

**—રાગ, ગઝલ—**

**હીંયાં** ન કાહના બજાના **બંસી, ન સ્વર સુનાના વો બાંસુરીકા,**
ન આના જાના યહાં પૈ **મોહન,** ન ઢંગ દિખાના બહાદરીકા.
ન હૈ યે **મથુરા** ન કુંજ **ગોકુળ** યે બરસાના હય શ્રી માધુરીકા,
બગલ દબાલો છીપાલો **બંશી,** ન દેખલે કોઈ **ઇશ પુરીકા.**
જો દેખ લેગી છીનાલે **બંશી,** અદબ કરેંગી ન જાદુરીકા,
ઘો હાથ બેઠોગે **બાંસુરીસે,** ન બસ ચલેગા કુછ ચાતુરીકા.
જરા ન શક માનો ઉસમે **મોહન,** ન આના ચાહિયે ઘડી બુરીકા,
કયા **મૂં** દિખાઓગે જાકે **વૃજમે,** છિના લે **બંશી** ગુનાગરીકા;
**હૈ** બેઢબ બસ્તી અદલ યહાંકી શ્રી **રાધેરાનીજી** બાંકુરીકા.
લલન **તુમ્હારી હંસી** કરેગી, સબ સખીયા મીલ બલી બુરીકા,
**હિંયા** ન કાન્હાં બજાના **બંશી, ન સ્વર સુનાના વો બાંસુરીકા.**

---

લે. "મનહર" —દેશોન્નતી–સ્તુતી.—

—રાગ. ગઝલ–કવ્વાલી.—

પ્રભુ **શ્રી વિશ્વનાથ** કૃપાળુ, કુબુદ્ધિ કાપજો પ્યારા !
ને હમો સહુ **દેશબંધુને** સબુદ્ધિ આપજો પ્યારા !
ઉછરતા બાળ હૃદયો ને ! વિદ્યાનું, દાન–સેવાને,
ભાવિ પ્રજા ! સુધારવામાં, દયા તો સ્થાપજો પ્યારા !
ફેલાયે દેશમાં **નીતિ**, વંચાયે ! દેશની ગીતિ !
ફરી **આદેશ** તો એવાં, હૃદયમાં **પ્રેરજો** પ્યારા !
વધે **એકૈયતા**, સહુમાં–**વહે** બંધુ ભાવ દેશીમાં,
સદા સમભાવ તો એવા, સહુમાં અર્પજો પ્યારા !
ચાહે ના કોઈ મોટાઈ, રહે સૌ, એક થઈ–ભાઈ,
ગણે સહુનું ભલું સૌએ, એવું **વ્રત** આપજો પ્યારા !
વધે અમ દેશીમાં પ્રીતિ, ચહે અમ દેશી જન **નિતી**,
એવાં શુભ **જ્ઞાન**–નિ–લીપી, હમોમાં છાપજો પ્યારા !
સદા હિત હોય સમ જેમાં, રહે સૌ મળતા થઈ એમા,
**ઉદારતા** એવિ તો અમમાં, સદાએ સ્થાપજો પ્યારા !
હિતાહીત દેશનું ધારી, રિવાજો–થાએ શુભકારી,
સદા તેને રહેવા ધારી, શુ **શકિત** આપજો પ્યારા !
સૌ દેશી બંધુની શકિત, સદા–**ચડતિ**–રહે–**વધતિ**.
**પૂનઃ પૂનઃ આશાષિ** એવિ, હમો**માં આપજો** પ્યારા !
રહે સૌ **બળ**–આયુ થી પુરા, બને સહુ **શ્રી** થકી શુરા,
સદા **વરદાન** તો એવું, દેશીને–**આપજો** પ્યારા !
દ્વેષ, કુસંપ ને કલેશો, હમોમાં દુર નીત રાખી,
સદા શુ–સંપ, **સદ્બુદ્ધિ**, હમોને આપજો પ્યારા !
નકામા ને નમાલા **સૌ**, અમારાં હોય **વિચારો** !
તે–સુધારિ શુ રીવાજોમાં, ઇષ્ટ–તો અર્પજો પ્યારા !
રીવાજો દુર કરાવી–કુ–સુ–નવિન, **રીતી** રિવાજોમાં,
**સદા મંગળ–બધે વર્તે !** એવું **લક્ષ** આપજો પ્યારા !
પાપના પુંજની–માળા, **કન્યાઃવિક્રયા**–દિક કેર–તો કાળા,
સદા નાબુદ તે કરવા, **મનોબળ** આપજો પ્યારા !
સદા રહે સૌ તણો **ધર્મ**, નડે નહી કોઈને કર્મ,
અનુપમ **દાન** તો એવું, હમો–માં આપજો પ્યારા !
સદા સૌ ભારતીય બંધુની, થવિ–ઉન્નતિ–ઇચ્છતો હું,
સ્તવતો **ચુનિ**–તમ ચર્ણે ! **સ્તુતિ** આ સૂણજો પ્યારા !

**લે. શીતારામ. જે. શર્મા, —ક્યાંથી—**

**—ગઝલ.—**

ઊખેડી પક્ષીની પાંખો, મુરખ ઊડાડવા મથતો.
કરે લાખો પ્રયત્નો પણ, પછી પક્ષી ઉડે **ક્યાંથી**,
કરી વિધ વિધનાં વ્યશનો, બગાડીને શરીર સુંદર,
પછી **વૈદ્દા** મંડિ રખડે **પ્રકૃતી** સુધરે ક્યાંથી,
ઊડાવી **બાપની** દોલત, ન જોયું સારૂં કે ખોટું
બગાડી બાજી પોતે જે, પછી સુધરે કહો ક્યાંથી,
જુવાનીમાં ન કંઈ જોયું, પડ્યા બહુ ફંદ ફાસામાં
કહો તે **વ્યકિતને વિશ્રાન્તી** ઘડપણમાં મળે ક્યાંથી
અમુલ્ય દેહ માનવનો મળ્યો પણ કાંઈ ના સાધ્યું.
અહો એવા જીવાત્માને **સ્વર્ગ શાંન્ત** મળે ક્યાંથી.
**પ્રભુએ** આપીયાં સાધન કર્યાં સુખી સહુ વાતે
**ભલુ ના** કોઇનું કીધું, કંઇ **સ્મારક** રહે ક્યાંથી.
સમય **સોના** સમો આવ્યો, ગુમાવ્યો વ્યર્થ વાતોમાં
ઘણાં પસ્તાય પાછળથી, ગયું આવે ફરી ક્યાંથી,
**સ્વજન** સંબંધીઓ સાથે, વિના વિચારથી લડીયા.
પરત એ બાણ શબ્દોનાં, કરે ચિંતા વળે ક્યાંથી.

**—લે. નવલ, —રસુલે, હાશમી—**

**—ગઝલ.—**

હતા મગરૂર મસ્તાનાં, થતાં જ્યાં ઇશ્કિનાં ગાણાં !
ન જોતા દીન કે વ્હાણું, સદાએ ઇશ્કિમાં ફરતાં !
અરે ! દારા બિચારીએ, અરરે ! આંસુ વરસાવે,
"કહો પ્યારા ! અરે પ્યારા ! વીતાડી રાત ક્યાં વ્હાલા !"
અરે માતા બિચારીએ, કરે અફસોસ દિલમાંહે,
પિતા ગુસ્સે થઇ કહેતા, "હવે વંઠ્યો, અરે ! વંઠ્યો,"
અમો ના કાન તે ધરતા, સદાએ ઇશ્કિમાં ફરતા,
અરે ! સૌ લોક જોતા'તા, અમલદારો ગીલાં કરતા !
હતા નાટક વિષે જાતા, ભરાયા પ્રેમથી જોતાં,
હતા વેશ્યા સંગે ફરતા, જુગારો હેતથી રમતા !
હવે અફસોસ થાયે છે, જીગર આ [illegible] ર[illegible]વે છે,
ઘડી ઘડી યાદ આવે છે, અ[illegible] —ધારા વહાવે છે !
નથી આશા બીજી કાંઈ, હવે [illegible] મોત માંગું છું,
નથી અરમાં હવે દિલમાં, ભલે જો જાન જાયે તો !
વસીલો છે મગર ત્હારો, **રસુલે હાશમી** ઉમ્મત ?
નથી તું વિણુ બીજો આરો, **રસુલે હાશમી** ઉમ્મત !

-લે. ઈમામશાહ, એલ. અનવા.-દુનિયા દીવાનો છો કહે-

—ગઝલ.—

આકિલ છો દુનીયા કહે, યા એ અક્કલ છોને કહે!
પરવા ન કવાનો સખી, દુનિયા દિવાનો છો કહે!
એ ગુલ છે અંગારનું, દુનિયા ભલે એવું કહે!
થંડક થતી આતિશે, દુનિયા દિવાનો છો કહે!
જાદુ તણી એ પુતળી છે;-નુરમાં જાદુ ભર્યું!
એ નુરથી અન્જાએલો,-દુનિયા દિવાનો છો કહે!
ફરતો ફરી બેઠો રહી-કરતો ખુદાની બંદગી!
ને ધ્યાન પુતળીનું ધરૂં-દુનિયા દિવાનો છો કહે!
આ આગના શોલા થતા હું ખુદ દેખું ચશ્મથી.
ખાક થઈ ઉડવા ધસું, દુનિયા દિવાનો છો કહે!
અક્કલ ગુમાવી દિલ બાળી, બેસી રહેતો તાનમાં,-
યા ભમું; ફાવે તહિં, દુનિયા દિવાનો છો કહે!
આ ઈશ્ક કેરા બાગમાં,-ગાતું સદા મંજુલ રવે;-
વનવન ફરૂં છું શોધતો, બુલબુલ દિવાનો છો કહે!

—ભાવી પ્રાબલ્ય —પ્રેમ પ્રતાપ—

—ગઝલ. કવ્વાલી—

પ્રીતમને પેખતાં મારા હૃદયમાં આવે ઉછાળા,
વિલાસોના ઉમંગોનાં, તરંગોમાં ઝુલે બાળા—પ્રીતમને.
પ્રીતીની વાંસળી વાગે, રસીલીનું હૃદય જાગે;
ઝુલે છે આજ અનુરાગે, અધીરી બ્હાવરી બાળા—પ્રીતમને.
ઝીણું ગાનો વીણા બોલે, જગત એ આનંદમાં ડોલે;
ચડાવ્યું ચિત ચકડોલે, તે જાદુગર વીણાવાળા—પ્રીતમને.

કિશોરસીંહ-ભા. ૨ જો. —મૃગજળ!—

—ગઝલ.—

સમજ ચેતન વિચારી લે, તને કુદરત નસીહત દે;
જગત મોહિની મૃગજળ છે, રખડી મરતું, હરણુ મન છે;
જગત સુખ સાચું માનીને ભમે મન મોહ પામીને;
નહી તૃષ્ણા વિરામે છે, નહિં તે પાર પામે છે;
પછી અંતેજ થાકે છે પડી પાશે ફશાયે છે;
મુંઝાયે છે, પીડાયે છે, દુઃખે કાયા ગુમાવે છે;
તને દે બોધ મૃગજળ એ, કદાપી તે ન ભૂલી જા;
હરિણનું દુઃખ દેખીને, સમજ વિચાર લાવીને,
દુઃખદ મિથ્યા જગતૂમાયા, ભુલાવીને પીડે કાયા;
રહે તુ દૂર તેનાથી મહા સુખ દૂર રહેવાથી;

—લે. "મનહર"—"અમ્મર કિર્તી જુવો તેની"—

—ગઝલ—

છે પરાર્થે આ જીવન મારૂં, જગતના હું થકી ન્યારૂં,
સદા બ્રહ્મભાવ બધે ભાળું, તજી મારૂં અને તારૂં,
જગત માયા સહુ જુઠી! રહું માયા થકી રૂઠી,
અનલહક હાક જગાડું હું! જીવનનું ધ્યેય એમાં છે—
કહાં છે, રામ ને કૃષ્ણ, કહાં છે, ઇસુ ને મહમદ,
કહાં છે બુદ્ધ ને જરથોસ્ત, જગતનું શ્રેય કરનારા,
કહાં એ શ્રેય કરનારા, ધરી વીભુતી ફરનારા,
ગયા પણ ના ગયા છે તે, અમ્મર કિર્તી, જુવો તેની.

કિશોરસિંહ—ભાગ ૨ જો. —આખર—

—ગઝલ.—

જગતમાં જન્મ લીધો છે નકી દીન એક મરવાને,
જવાનું છે જગત્ છોડી મરણને શર્ણ કરવાને;
નથી આ વિશ્વની માયા સદા સ્થાયીજ રહેવાની,
નથી આ કાચની કાયા અમર પટ્ટો લખાવાની,
ફના સંસારના ખેલો સહુ દિન એક થાવાના,
જહાંના રાયને રંકો, મરણને શર્ણ થાવાના.

લે. "નવલ" —નગુણી નારી.—

—ગઝલ.—

કરી'તી મોહમાં યારી, રમ્યો દિનરેન આવારી!
હતી નારી અતી પ્યારી, જીગરને શાન્તિ દેનારી!
ન ગણતો રાહ કે રસ્તો, દિવાનો પ્રેમમાં ભમતો,
મધુરી વાણીનો ભોગી, થયો'તો પ્રેમનો જોગી!
હતા બાગો બગીચા જ્યાં, જતો ફરવા હંમેશાં ત્યાં,
ગુલાબો ગુલ તણાં તોડી, અરપતો પ્રેમીને દોડી!
દીધાં સરવે સગા છોડી, હતી જ્યાં પ્રેમની બેડી,
ના ગણતો દીન કો'વ્હાણું, સદાએ પ્રેમનું ટાણું!
હતી જ્યાં પ્રાણ એ પ્યારી, પછી દુનીયાં બધી ખારી,
નમાયા કંઈ હતી મ્હારી, સદાએ પ્રેમની વારી!
હતી કાચી કળી ખીલી, ચુટી મ્હેં બાથમાં લીધી,
હતો ભોગી ખરે! ભોગી, સદાએ પ્રેમનો રોગી!
મગર અફસોસ તો એ છે, ન ગુણી નાર એ નારી,
અમીને ઝેર કરનારી, છુરી ગોદે છુપવનારી!
ફસાવી ભોગ લેનારી, શેતાન પક્ષેજ રહેનારી,
દિસે ના દાઝ ધરનારી, ન ગુણી નાર એ નારી!

—રંગતરંગ— —ઇશ્કની પદવી—

—ગઝલ—

અકળ આ **ઇશ્કની** હા ! જોઈ મેં અજબ લીલા;
રાગી વીરાગી સહું, કોઈ ઇશ્કના ઘેલા.
ખુદાઈ **ઇશ્કની** જગમાં, સરે જાહેર છે છાઈ;
પુજારી ઇશ્ક કેરા, જુઓ **મજનુનને લયલા.**
પરમ છે ઇશ્કની પદવી, **અમર** લોકોએ છે ગાઇ;
બન્યા છે કંઇક બંદા, ઇશ્ક પીરના ચેલા.

—લે. "મહેમાન" —"**વિરહી–વામા**"—

—ગઝલ—

વિદેશ જઈ વ્હાલા વસ્યા, ના પત્ર પ્રિતે પાઠવ્યા.
દિવસ ગયા હફતા થયા, **દીલદાર** કાં આવ્યા નહિ.
જો તું ખરે અંદલાઈ ગઈ, ના આગમનના ચિન્હ કંઈ.
વિણા તણા આ તારના, **પ્રીય નાર** કાં આવ્યા નહિ.
આવી **વસંત** ઋતુ અરે, પંખી હૃદય લલના કરે.
પણ શાન્તિ નવ કાંઈ વળે. **ગમખ્વાર** કાં આવ્યા નહિ.
**એકાંત**માં અબળા ડરે. ચમકાર વિજળીઓ કરે.
દિલ ભય થકી આ થરથરે, **દુઃખહાર** કાં આવ્યા નહિ.
પૂર જોરમાં ઠંડી પડે, શાલો દુશાલાં શું કરે.
ના ટુંક તેથી એ વળે, **પ્રેમાળા** કયાં આવ્યા નહિ.
**દીલજાનને** જોતી પડી, ભૂતકાળને ભૂલી ગઈ.
ડરી કરી પ્રથ્વી પરે, **શરમાળ** શરમાઈ ગઈ.

કિશોરસિંહ–ભા. ૨ જો. —**જે ઇશ્ક મારૂં તાજ છે.**—

—**કવ્વાલી.**—

જો ઈસ્ક ના તો શું **ખુદા !** આલમ કરી તોયે ભલે !
જો ઈસ્ક ના તો શું **જહા** ! એને ખુદા એ શું કરે !
આ કારખાનું ઈસ્કનું જો જો તપાશી ખૂબ ખૂબ !
આ ખેલ તો એ ખેલનારો એક **નુરે ઈસ્ક** છે !
એથી ! ડરૂં તો કયાં ડરૂં ! કોને ખુદા માહરો કરૂં !
જ્યાં લાઈલાજી સર્વની ત્યાં કોણ કોને હાથ દે !
રે, **ઈસ્કનું** છોડી કદમ માગું ખુદા, માગું **સનમ** !
**શું** છે ખુદા ! શું છે **સનમ** ! એને બિમારી એજ છે !
કયાં એ હશે જો કો ખુદા તો ઈસ્ક નો બંદો હશે
જો ઇસ્કથી જુદો થશે તો, ઇસ્ક થી હારી જશે !
જો હો ખુદા તો હો ભલે ! તેની હમોને શી તમા !
છે ઇસ્કથી તો નાવડો, જે ઇસ્ક મારૂં તાજ છે.

કીશોરસીંહ—ભા. ૨ જો. **—નહી તેમાં ફસાતો તું !—**

**—ગઝલ.—**

**ભ્રમરને શું દઉં શિક્ષા**, ભ્રમર સમ છે ગતિ તારી;
અરે તું ક્યાં ધસે રસમાં ? **નહી તેમાં ફસાતો તું !**
ઉપરથી કંઈ સ્વરૂપ દેખી, ચડે તેના તું વિચારે !
તજી દે આવિત કોને, **નહી તેમાં ફસાતો તું !**
દિસે દેખાવમાં જે જે, નહી તેથી તણાતો તું !
ભિતરનો **મર્મ** જાણી લે, **નહી તેમાં ફસાતો તું !**
ગગનમાં **ચંન્દ્ર** દેખીને, **સુધા** લેવા ધસે ચકોર;
અરે **ચંન્દ્ર** વસે છે શું ! **નહી તેમાં ફસાતો તું !**
**સુધા** લેવા ઉડે મિથ્યા, વૃથા થાકી મરે અંતે ?
દિસે શું સુખ દેખી સે ! **નહી તેમાં ફસાતો તું !**

—લે. સી. એસ. કુસુમઅર **—"અમે સંસાર ત્યાગી શું"—**

—ગઝલ—

ન મળશે જ્યાં સુધી પ્રેમદા, **અમે સંસાર ત્યાગી શું**,
તજી વૈભવ વિલાસો સૌ, અમે જંગલ વસાવી શું,
**ભભૂતિ ધરકની ચોળી** અમે જોગી બની જશું,
ધરી કર પ્રેમની માળા અમે ત્યાં મંત્ર જાપીશું
**અનલ હા** નામની સાથે અમે છે મિત્રતા બાંધી,
ઉઠાવે કો અંગર **ખંજર** અમે ગરદન નમાવીશું
ભલા સાકી બકા થાતુ પડ્યા છીએ પ્રેમના પંથે.
ભલે સંકટ પડે અમપર અમે ફીર લેશમાં જશું.

—લે. મનહર, **—શઠ કે શેઠ—**

**—કવ્વાલી.—**

હમેતો મહોટાં **વેપારી,** હમારી ! શાખ છે મોટી.
હમો શાહુકાર દુનિયામાં, હમારી આબરૂ મોટી,
હમે પેઢી ખોલી છે, કરાવો જમે તમે નાણાં,
હમો શ્રીમંત છીયે જુવો, હમારા હાથ છે કાણા.
કમાઈશું પાઇ પઇશો પણ, ખરચશું ખાંતથા રૂપીયો,
પળી પળી રેડન્તે સૌએ, હમે ઉઠાવીશું કુપ્પો.
**હમારે** શું ! **હમારે** તો, હમારૂં ઘર ભરવું છે,
**હમારે** નહી નફો નુકશાન, હમારે શામા ડરવું છે.
**હમારે** શું ! **હમારૂં** શું, હતું પણ શું, જવાનું શું,
જેશી તે ધીરનારાનું. અમારે—કહો છે એમ શું
ખરાં એ શેઠ ઇન્સાફી, જગતને દાખલો દેતાં,
કહેવાં **શઠ** કે **શેઠજ,** કહો એમાં ખરૂં છે શું

## —લે. મનહર, કહો ! કારણ એ શું ! કરવા !

**શ્રીમંત** તણે ઘર જન્મ ધર્યો, લહિ વૈભવ ખુબ રહ્યો,
જગમાં દશે દીશ જશ વર્યો, કહો ! કારણ એ શું ! કરવા—
ગણી ધર્મનો મર્મ ધર્મ રહ્યો, સુકિત દ્વારને જઈ મળ્યો,
**પરમેશ્વર**થી પ્રીતી રહ્યો, કહો ! કારણ એ શું ! કરવા—
પ્રિતી ધરી **પદ્માની** નાર વર્યો, સંસાર, અસારે ! સુખી થયો,
છૈયાં છોકરાં, ખુબ રહ્યો, કહો ! કારણ એ શું ! કરવા—
પંચ પકવાન ભરી નીત થાળ જમ્યો, નહિં ભુખ્યો દીવશ કોઈ ભમ્યો,
સુખ આસન ઊપર રોજ ઠર્યો, કહો ! કારણ એ શું ! કરવા—
કંઈ પુર્વ કૃત્યથી જન્મ ધરી, મઢી, માંહી બહુ સગાઈ ધરી,
ખરી ખોટી સત્ય ન કાંઈજરી, કહો કારણ એશું કરવા.
શરીરે રોગ રહ્યો, વિધિ એ જોગ ધર્યો,
ઊપચાર કર્યાં સુખીઓ થવા, કહો ! કારણ એ શું કરવા.
કંઇ જન્મ ધરે કંઇકોજ મરે, કંઇ મોજ કરે હરતા ફરતા;
કંઈ શોખ કરે ! કંઈ રોગ ધરે, કહો ! કારણ એ શું કરવા.

## —લે.—મનહર, —થવાનું તે થવાનું છે.—

—રાગ, ગઝલ. કવાલી.—

નુજામી કો નથી પાકયો, બતાવે શું ! થવાનું છે,
ન જાણ્યું **શ્રી રામ** જેવાએ કે—પ્રભાતે, શું ! થવાનું છે,
હશે ધનવાન મહાપુરો,—અને—સૌ સિદ્ધી થકી શુરો,
પણ બદલાંતાં શમય પુરો, **થવાનું તે થવાનુ છે.**
ચણાવે મહેલ ને માળા, ગણી અચળ ન ચળનારા,
રહેશે ના અચળ તે કો,—થવાનું તે થવાનું છે.
હશે શુભ મહુશીરે શાથી, નશાડે આવતિ વ્યાધી,
છતાં ના કાળ રોકાશે, થવાનું તે થવાનું છે.
હરી લક્ષ્મી છળી જગને, થવા કદી ન્હાય કો પૂરો,
પરંતુ ઊગતાં **સુર્યે**, ન જાણે, શું થવાનું છે !
ગણી આનંદ કરે એ જીવ, ધરી મન લાંબી સૌ આશા,
ટળી વીવાહ અને વરશી, થવાનું તે થવાનું છે,
ધરી ધર્મો રહે સૌકો, ગૃહ કુટંબ મિત્રો અને નારી,
છતાં બદલાય બાજી તો, થયું ના તે થવાનું છે !
પડે ના એ તણી ગમ કંઇ, અગમ નિ—ગમ, કરેછે કો,
છતાં નષ્ટ પ્રાય છે ગમ તે, વિનાશે વિપ્રીતા બુદ્ધી.

**—લે. અમૃત કે. નાયક. —કરૂં કે ન કરૂં—**

**—ગઝલ.—**

દુર દિલથી સહૂ સંસાર કરૂં કે ન કરૂં ?
હૃદયમાં આપનું આગાર, કરૂં કે ન કરૂં.
તમે કરશો કે જફા મારી વફાને બદલે;
કહોને અય સનમ! હું પ્યાર કરૂં કે ન કરૂં.
સ્હામો આવું છું તો પડદામાં મુખ છુપાવો છો;
દ્વાર પર થાય, તો દીદાર કરૂં કે ન કરૂં.
નાક તલફુલ કમળ મુખ ને આંખ નરગિસની;
ગજરું લઇને ગળે હાર કરૂં કે ન કરૂં.
હાથ તલવાર ધરી, શીશ આશકે નામ્યું;
પછી વિચાર વળી, વાર કરૂં કે ન કરૂં.
કબોલ પહેલાં મને માગ્યા વિના આપી બેઠાં;
હવે ખિયાલ એ, દરકાર કરૂં કે ન કરૂં.
પ્રુતા એકઠ્ઠ છે, લાખોને કર્યા છે પામાલ.
દિલ હું આપીને ખતખર કરૂં કે ન કરૂં.
મારૂં દિલ છીનવી. ના કહે છે આપવા પાછું,
તોછડું લાગશે, તકરાર કરૂં કે ન કરૂં.
બહુ તલસાવી બગલગીર થયા છે દિલદાર,
એસા લાખો લઇ બજાર કરૂં કે ન કરૂં.
કોટી સર દ્વારપર જેણે ચઢાવ્યાં છે અમૃત;
એ હુકમ તેને હું, સરદાર કરૂં કે ન કરૂં

**—લે. મનહર. —બરકતમાં હજારો છે—**

**—ગઝલ.—**

**હમારો ધંધો છે મોટો, હમોને ના જરા ટોટો,**
**તમે વિશ્વાસ જરા રાખો, નમાનો બોલકઈ ખોટો,**
હમારી પેઢી છે મોહટી. ન ગણશો એહને છોટી,
ઊથલ પાથલ છે લાખોની, **બરકતમાં હજારો છે.**
હમે કહીએ છીએ સાચી, તમારાં લાભને માટે.
હવે ના કંઇ તમો જોતાં. જમાં નાણાં કરાવો ને.
હમારી પેઢી છે શાહુકર, સદા તે રેહશે નક્કર.
કદીના લાગશે ધોકો, **બરકતમાં હજારો છે.**
હમારી પેઢીમાં તમને, રૂડો દર દેઇશું ભાઈ.
વળી હમારી શાખને જોતાં ન રેશે કંઇ અધીરાઈ.
દઇશું રોક માંડી થોક, કદી પણ ના નહિ કેશું !
ન લેવાં કંઇ જવાના છે, **બરકતમાં હજારો છે.**

—લે. મનહર. —**પરમાર્થ**—

—ગઝલ.—

ધરેનાં **ધર્મનો નાતો,** વહે જ્યાં ઝેરનો **અગ્ની,**
અહા. તે અગ્નીનાં **યજ્ઞો, હોમી ધૃત** તેહ શું કરશે,
તજી દુનિયા તણી પરવા. કરે સૌથી **સર્પહથા** જે,
અહંકારે બને રાવણ—બાંધી ગૃહને તે શું કરશે,

*    *    *    *

ધરીને ધર્મનો નાતો, વહાવે સ્નેહની સૃષ્ટી,
કરીને શાન્તિના યજ્ઞો, વરસાવે મેઘની વૃષ્ટી,
ધરી જીવ માત્ર પર શ્રદ્ધા, પ્રભુ મય જગતને જોતો,
સ્વિકારે દાસ્ત્વ દુનીયાનું, પુરો **પરમાર્થ**, છે એ તો.

—લે. મનહર. —**શું, કામ**—

ઊઠે ભુખે, સુવે નહિ ભુખે, કહેવત એ કહેતાજ તમામ,
ખાવાનું શા કારણ ખાતા, કહો ખાવા તણું **શું**, કામ.
આશારૂ આ ખોટું કહેતાં, (વળી) સૌ છે શરણું સમજી રહેતા,
બ્રહ્મભાવ એ ગણનારાને (કહો) સારા નરશાથી શું **કામ.**
પ્રભુ આપશે તોજ ખાઇશું, કહી કહી ઉદ્યમ કરનારા.
સાચું ખોટું પેટને કાજે, કહો કરતાં **શું કામ.**
હૃદય માંહિ **હૃદયેશ્વર** છે, પરમંદીર **પરમેશ્વર છે,**
ઠગ ભક્ત બની ભક્તિ કરતા, ભકતો કહો એશું કામ.
નહી કોઇનો હમને ખપપડે, સ્નેહ સબંધ જોઇ રોજ રડે,
**મરતાં પાછળ આંસુ ખરે,** કહો સૌ, રડતાં એ **શું કામ.**

—ભજન સંગ્રહ ભા. ૨ જો. —**સંત**—

—ગઝલ.—

અમારે **સંતની** સેવા, અમારે **સંત** છે દેવા,
અમારે **સંતને** મળવું, અમારે **સંતથી** હળવું.—૧
અમારે **સંતથી** શાંતિ, ટળેછે **સંતથી** ભ્રાંતિ,
સુણીશું **સંતની** વાણી, સુધાસમ દીલમાં જાણી.—૨
કરીશું **સંતની** ભક્તિ, લહીશું આત્મની શક્તિ,
અમારે **સંત** સૌભાગી, જગતમાં **સંત** વૈરાગી.—૩
જગતમાં **સંતછે** પ્યારા, જગતથી **સંતછે** ન્યારા,
અમારે **સંતની** યારી, હરીશું દોષને હારી.—૪
અમારે **સંતથી** વાતો ભલીછે **સંતની** જાતો,
બુદ્ધયબ્ધિ **સંતની** સેવા મુનીશ્વર **સંતછે** મેવા.—૫

—લે. અ. કે. નાયક. **—ચાહે વતન—**

—ગઝલ.—

વતનની સાંઝને પ્હોરે સતાવતી યાદો,
પડેલ કેદમાં લોકો વતન ના આઝાદો;
છે મુજથી દુર હોય દેશ તે સાદો,
કાનમાં આવે છે હરપલ વતનની ફરિયાદો;
**"ચાલ્યો કયાં જાયછે, પાસેથી દુર થનારા ?**
**ઉભો રહે શાન્ત થા, કહે દુર દેશ જાનારા !"**
દેશવાસી તે વિદેશીનો શોક શું જાણે !,
કોકનું કષ્ટ જગત્ માંહિ કોક શું જાણે !;
**પારકી પીડને** સાંનંદ લોક શું જાણે !,
**વાંઝણી** નાર **પ્રસુતાની** પોક **શું** જાણે !;
પંદ જે હોય તે કહોને કોક શું જાણે !,
—રે વિષપાન 'અમૃત'નો, અશોક શું જાણુ !;

**—લે. "મનહર" —દુનિયા એક અપવાદ.—**

—"સોરઠા"—

**" થડ શાખ ને ધરી ને શાખે વારી ડાળ "**
**" સમજો સહુ કો' સાનમાં, કે એકેકની સંભાળ "**
**—પણ—"ખીર ન પચે બીલાડીને, નગુરાને નહિ ગુણ "**
**"ભાર વેઠીઓ થડ બહુ તે સહુ આટા લુણ "**
**—કેમકે—"ગઈ ડાળ લોકને હાથ, કુહાડીનો હાથો બની "**
**"ન સમજી કુહાડીનું હેત, ભાંગેભારેખમ બની "**
**—છેવટ—"જેણે વેઠયો ભાર, જેણે ખુબ ભારો ખમ્યા "**
**"લાગ્યું કુળ કલંક, શાખ ને થડ સંહારતા "**
**—પણ—"શાહબાશ લોખંડ જાત, કુહાડી તું કારમી "**
**"તું પત્થરથી સજાત કે લાગતા આગ પીગળી જતી"**
**"ડાળે ન છોડયું વેર, પણ કુહાડી તું સ્નેહી થઈ"**
**" કે થાકતાં નીજ જાત, થઈ વેગળા હાથા થકી "**

**—મહારાજા કુમારપાળ —ખબર છે કાલની કોની—**

—ગઝલ—

**જીવનનો જે સમય બાકી,** વૃથા તે નવ જવાદોને
કરો શુભ કર્મ,ભવ તરવા, **ખબર છે કાલની** કોને—
ઘટે આયુષ્યના દીવસો છતાં કહીયે થતાં મોટા
જીવન વિશ્વાસ એ ખોટા, **ખબર છે કાલની કોને**—
તરંગોની તરલ જ્યોતિ પળેપળ જાય પલટાતી
ઘડીભરનું ન સુઝે ત્યાં, **ખબર છે કાલની કોને**—

—લે. બુલબુલ. **—કાફી છે—**

**—ગઝલ, કવ્વાલી.—**

કતલ આકાશને કરવાને, નીગાહ તલવાર **કાફી છે,**
વિરહના જખ્મને કાજે, મરહમ દીદાર **કાફી છે.**
પરેશાં દીલ દીવાનાને, નથી દરકાર જંજીરની,
અમોને **કયદ** કરવાને, હૃદયના તાર **કાફી છે.**
નથી તસબીહ નહિ સીઝદા, નહિ મતલબ **કિતાબોથી,**
તસવ્વર દિલ થયું છે આ. બસ એ તકરાર **કાફી છે.**
પરેશાં જોઈને મુજને, ન કરતું જુલ્મ અય ઝાલિમ,
ઈલાજે દર્દ દીલને કાજ, ફક્ત તુંજ પ્યાર **કાફી છે.**
નથી મુસકીન અયે દિલબર, નિયત બદ લે જરા મારી.
ડુબેલાને બચાવવાને **સનમ** તુજ પ્યાર **કાફી છે.**
ન જા તું જાન છોડીને અરે આ ફાની દુનીયામાં;
જબહ કરવા મને તુજ ખંજરે ગુફતાર **કાફી છે.**

—લે. અમૃત કે. નાયક. **—બળે છે—**

**—ગઝલ.—**

આંખ્યોથી વહેછે ધારા, તોયે જીગર **બળે છે,**
ચોમાસે ભરપૂરે. **આકાશનું** ઘર **બળે છે;**
તેજસ્વી વદન જોશે, શું કાહું તે સનમનું.
જેની ગલીમાં ઉડતાં પંખીનાં પર **બળે છે;**
ફુર્કતની આગ દાબું, તો ભસ્મ થાય હૈયું,
**ફરિયાદ** કરું હું તો **જિવ્હા** અધર **બળે છે;**
મૃત છું હું તોય જીવું, માશુક "**અમૃત**" પાયે.
વર્ના તમાશો જોશો કે કેમ નર **બળે છે!**

તરૂણ તપસ્વીની, **—હવે રોવું તે ખોટું છે.—**

**—ગઝલ-કવ્વાલી—**

તજી વ્હાલી **સતી** પ્યારી, કરી વેશ્યા થકી યારી.
ન જોયું **આંખ** ઉઘાડી, **હવે રોવું તે ખોટું છે.**
**કનક** ની થાળ ત્યાગી ને, લીધી **લોહ** થાળ મેં માગી.
બન્યો હું પુર્ણ સ્વચ્છંદી, **હવે રોવું તે ખોટું છે.**
ભર્યું **અમૃત** હતું પ્યાલે, દીધું ઢોળી અરે શાને,
મનાવ્યું મન ના માને, **હવે રોવું તે ખોટું છે,**
જણાવ્યું ઝેર છે, એમાં, મોહ્યો હું દુષ્ટ **વેશ્યામાં.**
અરે! પસ્તાયો અવનિમાં, **હવે રોવું તે ખોટું છે.**

—લે. "રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી,

## —કીસ્મત.—

### —ગઝલ.—

કહીં તું જાય છે દોરી, દગાબાજી કરી કીસ્મત !
ભરોસે હેં લઈ શાને ! આ હુન્નરબાજી કરી કીસ્મત !
થવા નિજરૂપ દુનિયામાં, ઉતરવાનું કર્યું કીસ્મત !
કરી તુજ રૂપ રંગ્નાડી, લપેટી ઘા કરે કીસ્મત !
ચલાવી પુષ્પમાળાપર નીચે સર્પો ભર્યાં કીસ્મત !
સનમ દીદારમાં નાખ્યા પલક જુદાઇની કીસ્મત !
લગાડી કાર્ય કારણની, બરાબર સાંકળો કીસ્મત !
ભરાવ્યા ત્યાં શી રીતે હેં ઉલટના આંકડા કીસ્મત !
પીછાની એ અને એને કહીને ચાર છે ! કીસ્મત !
લખાવ્યા હાથથી શાને ! હેં એને એક આ કીસ્મત !
ગણી મ્હારૂં વળી મ્હારૂં ભર્યું દિલ પ્રેમથી કીસ્મત !
તથાપિ ત્યાં ભર્યું શાને ! શી રીતે ! ઝેર આ કીસ્મત !
ધરી આશા તણો પાયો, ચણાવી તે ઉપર કીસ્મત !
કહીં, ક્યારે લીધો તાણી, એ પાયો તેં અરે ! કીસ્મત !
મુકાવીને મોંઠે બાળે, ભરાશે શીશ છે કીસ્મત !
કપાવી શી રીતે ગરદન, વહે ના ખુન પણ કીસ્મત !
ઉઠાવી અસ્તીથી દીલને, લગાડ્યું નાસ્તીમાં કીસ્મત !
દરદ દિલ રોવું ત્યાંયે તે, વગોવાવ્યું ભર્યું કીસ્મત !
વહે આંખો ગળી ધારે, ધુવે દીલ દાગને કીસ્મત !
ખુદાઈની મીઠાઇમાં, ભરી ખારાઈ ક્યાં કીસ્મત !
મુકાવી કે રંગાવીને, કરાવ્યો ત્યાગ તેં કીસ્મત !
તથાપી ત્યાં બઝાડી શા ! ઉપાધી એવડી કીસ્મત !
મુખે અદ્વૈત ઉચ્ચારી, લહી મનથી પુરૂ કીસ્મત !
કવીતા આ બકાવાનું કર્યું શું દ્વૈત હેં કીસ્મત !
કહીં કહીં આ દગાબાજી, કરે હા ના તું કીસ્મત !
મને માલીકનો કાને, પડે ભણકાર ત્યાં કીસ્મત !
રમાડયો આ દગાબાજી વિષે હું બહુ ખુશી કીસ્મત !
મળ્યો માલીક વેચાયો, કરી લે ચાહે તે કીસ્મત !

## —મહારાજા કુમારપાળ —અમ ભારત પર કુરબાન અમે—

—ગઝલ–કવ્વાલી—

થઇ ભારતનાં સંતાન અમે, અમ ભારતપર કુરબાન અમે–
નથી શંકર. બુદ્ધ. કે રામ. અમે નથી મહમ્મુદ કે રહેમાન. અમે
(પણ)ધરી તે નરનું અભિમાન અમે, અમ ભારતપર કુરબાન અમે–
તે પૂર્વ પ્રતાપ જગાવી અહીં, કર્તવ્ય કઠીન બજાવી અહી,
કરશું નોછાવર પ્રાણ અમે અમ ભારતપર કુરબાન અમે–
ભલે અન્ન કે વસ્ત્ર મળે ન મળે, ભલે આશ અનંત ફળે નફળે
કરી કર્મ સુધારસ પાન અમે, અમ ભારતપર કુરબાન અમે–
-તરૂણ તપસ્વીની,

## —તમારાં દાનનાં બીજો અનુકુળ ક્ષેત્રમાં વાવો—

—ગઝલ.—

તમારાં દાન નાં બીજો અનુકુળ ક્ષેત્રમાં વાવો,
દઇને દાન સુપાત્રે, લીઓ આ જન્મનો લ્હાવો.—તમારાં.
તમારી આંધળી શ્રદ્ધા, અનાચારો વધારે છે;
ખરાં દારિદ્ર કે દુઃખો, જરાએ ના ઘટાડે છે;—તમારાં.
તમારાં દાનથી દારૂ, અફીણ ભાંગો ઘુંટાયે છે,
અખાડામાં મળી ટોળાં, ચરશ ગાંજો ફુંકાએ છે—તમારાં.
અરે ઓ હિંદના પુત્રો ! હવે કંઈ આંખ તો ખોલો,
તમારા દાન ના વારી, કુમાર્ગે ના હવે ઢોળો.—તમારાં
તમારા દાન થી પાળો, અનાથો ને નિરાધારો.
રડે છે ટુકડાં માટે, વહે છે આંસુની ધારો.—તમારાં
રઝળ તા ને રખડતા જે, તમારા દેશ બન્ધુ ઓ;
પ્રીતેથી છાતિએ ચાંપી. દુઃખી ના આંસુડા લુછો,—તમારાં
—લે. લલીત.

## —શામા મજા—

—ગઝલ.—

ક્યાં છે મજા ! ક્યાં છે મજા ! કહે તું મુસાફર ખલ્કના !
દુનિયા મહિં ક્યાં છે મજા ! માની લઉં શામાં મજા !
છેક્યાંઇ ખાણ ખુશાલીની આ ખલ્કની કોઇ ખુણે !
દેખાડી દે ! જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા !
આલમ સુણે લ્હેરી ન ગાણું જાનનું દરિયા તણું !
તે દુઃખ પોતાનું રડે તો માની લઉં શામાં મજા !
રોવે હસે અસ્થિર ભુલ શોધે ન શું ક્યાં સત્ય છે
દુઃખભાર લઇ મુંગી ફરે ધરતી લઉં શામામજા;

-લે. મનહર —કુદરતની કરામત—

—રાગ. ગઝલ. કવ્વાલી—

**નથી અંતર મહિં આરામ, છતાં કહો ! રામ પ્યારો છે,**
**જીગરમાં ભાવ જુદા તો, સદા ત્યાં રામ ન્યારો છે.**
લઈ બ્યંડળ તણાં શસ્ત્રો, જવા મયદાન માં ધારો,
ન આવે શૂર રદય માંહે, રદય નો શોર ન્યારો છે.
ન સેવ્યા સંત કે સાધું, ન બાંધ્યું ભાવથી ભાથુ,
ચહે મોક્ષ પદનો રાસ્યું (પણ) ભક્તિનો ભાવ ન્યારો છે.
**ભરી બુરાઈ બહુ રગમાં, ચલાવો જહાંગીરી જંગમાં,**
**કહે પછી કો નહિં મારૂં, અહા બધો એ વાંક ત્હારો છે.**
અહા દુનિયા તણું વારી ભરતું ભંડારમાં ધારી,
કરી હસ્તી ઊપર સ્વારી, પણ નાં અર્થ શારયો છે.
**કરી મારૂં અને તારૂં વલોવી દહી બહુ દીઠું**
**ન દીશે કંઈ તારતમ્ય ત્યાં, અહા હા ધૃત ન્યારૂં છે.**
થવા પીર ઓલીયા મુરશદ, બહુ બહુ વેશ પણ લીધા,
મળી નાં ગમગુરૂ સાચી, બધી ત્યાં વાત કાચી છે.
ચડયું બહુ ઝેર રગેરગમાં, ફણા તક્ષક થકી વહીને,
ઊતાર્યું હા ! મોરલી યંત્રે, પરંતુ નાદ સુણીયો નાં,
**છે કુદરતની કરામત, એ ! નથી કંઈ ભાવ તો ન્યારા,**
**ભુલો ભટકી બધું મીથ્યા, કુદરત, કરનાર ન્યારો છે.**

-લે. મનહર. —હવે જા દુર તું મારી—

—રાગ, ગઝલ. કવ્વાલી—

મણી કાંચન તણા સ્પર્શે, કથીર તું કયમ રહ્યું કાળું,
ગ્રહયું નાં સંગત તણું ફળ તેં, તો હવે જા દુર તું મારી,
ખરે તું યોગ ભ્રષ્ટ આત્મા બર્યું ના ભક્તિનું ભાથું,
તજી દિક્ષા તેં દાતારી, તો હવે જા દુર તું મારી.

*** *** ***

મને જળ ઝાંઝવાનાં એ, અહા આભાશ ના ગમતાં,
વૃથા તૃષ્ણા તણાં મોજે, જતાં પાસે-થતાં અળગાં.
દેખી જળ ઝાંઝવા પ્યાશો ધસે-અહા પીવા વારી,
જતાં પાસે-ધસે આગું તો હવે જા દુર તું મારી.

*** *** ***

કહ્યું સાચું-લખ્યું સાચું,- હવે નાં પુછતા મુજને.
કરમ કરતું રહમ કરના,-રદયના ઘાવ પર મુજને.
રહીને દુર થજે તું દુર મમત્વ મન તણા મારી-
માન્યો નાં મંત્ર સત્યાગ્રહ, તો હવે જા દુર તું મારી.

તારા સુંદરી. **—અમારા પ્રેમ સાગરમાં—**

ગઝલ–કવ્વાલી

જીવો સહુ **આત્મના** સરખા, ઉઠે સુખના તરંગો બહુ,
નથી જ્યાં **દ્વેષનો** ધુમસ, **અમારા પ્રેમ સાગરમાં.**
હૃદય વિસ્તાર બહુ થાતો, સકળ **દોષો** જતાં તણીએ
**દયાની આર્દ્રતા નિર્ઝર, અમારા પ્રેમ સાગરમાં.**
પ્રકટતો **સામ્યતા** ચંદ્રજ, પ્રસરતાં **શાન્તિના** કિરણો,
**વિકલ્પો** બહુ સમાતાજ્યાં, **અમારા પ્રેમ સાગરમાં.**
રહે ઘુઘવાટ **વાણીનો**, ત્યજતી નહિ કદી **મર્યાદ,**
રહે **રત્નો** સકલ તળીયે, **અમારા પ્રેમ સાગરમાં**
નથી **ઈર્ષ્યા** તણી ખારાશ, ઘણાં**સમતાં** તણાં એરો,
ઘણો વિસ્તાર જોવાનો, **અમારા પ્રેમ સાગરમાં.**
ગરૂ નૌકાતરે ઉપર, મુમુક્ષુઓજ ત્યાં એમ,
લહે છે મુકિતનો કાંઠો, અમારા પ્રેમ સાગરમાં.
જરા નહિ કલેશનો તાપજ, ક્ષમા વાયુ વહે ઠંડો,
ટળે છે ભેદ ના રોગજ, અમારા પ્રેમ સાગરમાં.
કરૂણાની થતી વૃષ્ટિ, મળે છે મૈત્રિની નદીઓ,
ઘણી ગંભીરતા છાજે, અમારા પ્રેમ સાગરમાં
ઘુમે છે ચિત્તના મળને. મનુષ્યો મુકતતા ક્ષારે.
સદા આનંદ મય જીવન, અમારા પ્રેમ સાગરમાં.
નથી જ્યાં શુષ્કતા કિંચિત અન્યો વિવિકનો કાંઠો.
પ્રવેશે કોઈ યોગી એ, અમારા પ્રેમ સાગરમાં.
નથી જ્યાં સ્વાર્થની સેવાળ, સદા પરમાર્થની ભરતી,
બુદ્ધયબ્ધિ ધર્મ ચોઝીસે, અમારા પ્રેમ સાગરમાં.

---

રાક્ષસોની રતિક્રીડા **—સતી ની શ્રેષ્ઠતા—**

—ગઝલ કવ્વાલી—

**સતી** સૌભાગ્ય નીદિવ્ય, **પતિપદ** પ્રેમથી પૂજે;
નિરંતર **નાથને** સેવી, ગુણોનિજ **નાથના** ગુંજે;
**પતિ** માટે જીવન ધરતી, **પતિ** સાથે બળી મરતી;
પ્રબળ **પ્રેમે** રતિ ધરતી, ચરણ સ્પર્શે ધરા ધ્રુજે;
વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગ જગમાં;
**સતિ વિણ શ્રેષ્ઠતા જગમાં, સતિની** અન્યતા સુજે;

**—ભાગ્યચક્રનો મહામંત્ર. —જ્યોતી—**

**—રાગ, ગઝલ-કવ્વાલી.—**

**અયે ગેબી ફીરસ્તાઓ!** સતાવો સારી આલમને,
પરન્તુ......એ **સીતમને** હું, સમજતો સૌખ્યની **જ્યોતિ.**
ભલે શિર ફોડજો પટકી, શિલાપર ક્રોધ કે ગર્વે,
નહીં ગણકારશે દિલ આ, ગણી આનંદની **જ્યોતિ.**
ભત્રીત થાશો નહી સમજી, કદી ખદ્યોતની **જ્યોતિ.**
કદાપી સ્થૂલ જ્યોતિને, વિખૂટી પાડશો શ્રમથી,
પરન્તુ છૂટશે કદિ ના, સુરજના પ્રાણથી **જ્યોતિ,**
ગયું દૂર સર્વ અંધારૂં, શરીરને આત્મનું જેથી,
ભૂલી તે દૂર થવા દેશે, પ્રભુ શું સુર્યથી **જ્યોતિ.**

—લે. રા. શંકરલાલ ચંદ્રભાણુ. **—ખચીત લે માની છું તારો—**

**—ગઝલ.—**

દુઃખી નવ થા દિલે બાળા, સમાવી દે હૃદય જ્વાળા;
જપુ તારી ઝીણે માળા. **ખચીત લે માની છું તારો.**
પ્રબળ બાવી પ્રતાપોથી. વિખૂટા વાસ છે આજે;
સમજ પણ દેહ આ તુજ કાજે, **ખચીત લે માની છું તારો.**
નથી ન્યારો છું આખર એક, ભલે આવી કો મારે મેખ;
લખેલા છે તુજ સાથે લેખ. **ખચીત લે માની છું તારો,**
હશે જે જેહનું તે ત્યાં. જશે ચાલી જરૂર તે તો;
અજબ છે **પંથ** અરે એ તો, **ખચીત લે માની છું તારો,**

**—આત્મનીમજ્જન, —જગાડયું મેં શું આ આજે—**

**—ગઝલ.—**

જપીને **પ્રેમ મંત્રોથી** જગાડયું **મે શું આ આજે,**
છતાં જુનું નવું એવું જગાડયું મે શું આ આજે?
રસીલું આ નજર રૂપુ અદાથી નાચતું રંગે.
જહાં દેખું તહાં રાચું **જગાડયું મે શું આ આજે!**
બકું છું સ્વપ્નમાં કે હું, ભૂલી છું ભાન જોયાથી,
**સ્મૃતી** છે એજ સુરતની **જગાડયુ મે શું આ આજે!**
નથી ડરતી નથી બ્હીતી, રહી તુજ રંગમાં રાચી,
ભર્યાં અંગોછે આનંદે **જગાડયું મે શું આ આજે!**
રહ્યું છાઈ બધે અંગે, સદારસપૂર્ણ રહીઆળું,
સદા સુખ સારભર પ્યારૂં **જગાડયું મે શું આ આજે!**
જુદી થાતાં હૃદય લાગ્યું, નિધા તિરછી રસીલાથી,
અનામી નામ **હુર** તારૂં **જગાડયું મે શું આ આજે!**

લે. ત્રંબકલાલ જીવરાજ જોશી. —**પ્રેમ.**—

—**ગઝલ.**—

દીવાની **પ્રેમની** હું છું, સદાયે **પ્રેમ** માગું છું,
મધુરા **પ્રેમને** માટે જહાં શારી તપાસું છું,
પીધો છે **પ્રેમનો** પ્યાલો હવે **આહાલેક** જગાવું છું.
દીવાની **પ્રેમની** હું છું, સદાયે **પ્રેમ** માંગુ છું.
જગતમાં **પ્રેમ** દેખુંનાં બધે અંધાર ભાળું છું.
હવે એ **પ્રેમની** આશા હૃદયથી હાય ટાળું છું.
કરે છે **પ્રેમો પ્રેમી** પ્રણ, મળે છે કયાં ખરા પ્રેમી.
નિભાવે **પ્રેમને** પ્રિત. વસે છે કયાં અહા **પ્રેમી.**

—ર. શંકરલાલ ચંદ્રભાણ. —**મીઠી બુલબુલ નારીએ**—

—**ગઝલ.**—

ઝુલાવે પ્રેમ પારણીએ, હૃદય મંદિરમાં રોજે,
હરે વ્યાધી ખરે મોજે **મીઠી બુલબુલ નારીએ**!
ધરે ભોગો ભલા ભાવે, રૂડા દાવે રમાડી ને,
લલિત લગની લગાડીછે **મીઠી બુલબુલ નારીએ**!
વસુધામાં સુધારસનું, કરાવે પાન પ્રીતેથી,
અચળ શાંતિ સદા સીંચે **મીઠી બુલબુલ નારીએ**!
ભથા છે સ્વર્ગના સુખો, હના છે દીલના દુઃખો,
**શંકર** સંતુષ્ટ તો કરતી **મીઠી** બુલબુલ **નારીએ**!

—લે. ત્રંબકલાલ જીવરાજ જોશી, —**વિર–વાકય**—

—**ગઝલ–કવ્વાલી.**—

આકાશમાં ભાનું અને વળી ચંદ્રની ગતિ એક છે;
**વિરો** તણા **વચનો** મહીં, પણ એક એવી ટેક છે.
કમળો કદી પાષાણની શિલાં મહીં ઉગતા નથી;
ત્યમ **વીર નર** પણ **વાકયથી** પછા કદી ફરતા નથી.
મેરૂ સમા પહાડો કદી નિજ સ્થાનથી ચળતા નથી;
ત્યમ **ધીર ને શુરવીર** પણ, બોલ્યું કદી ગળતા **નથી.**

** ** **

જે **વીર નર** જે **વિશ્વમાં** મુખથી કદી વદતો નથી;
નિજ માન કે શક્તિ તણાં, બણગાં કદી ફુંકતો નથી.
આવી પડે જો આપદા, તેથી જરી ડરતો નથી;
એ આપદા સંહારવા, હિમ્મત કદી હારતો નથી.
મુખથી વદે જે **માનવી,** કામો કદી કરતા નથી;
જાનો રહે જે **વિર** તે **મૃત્યુ થકી** ડરતો **નથી.**

—લે. "કુતબ" —કિસ્મત—

—ગઝલ—

ગમગીન છું; લાચાર છું, દર્દી દીવાનો; યાર છું;
**કિસ્મત** ટળ્યો મસ્તાન છું, ફર્યાદનો કરનાર છું.
રડવું અમારૂં કામ છે, ને યારના કંઈ દામ છે;
**લેખો** લલાટે જે લખ્યા, તે હાયથી સહેનાર છું.
જ્યાં જ્યાં અરે હું જાઉં છું, **કિસ્મત** અગાડી જાય છે;
બાજી બગાડે છે બધી, ગમગીન દિલ થઈ જાય છે.
સુખ જુસ્તજુમાં બહૂ ભમ્યો, ઉપર ચડ્યો પાછો પડ્યો;
પણ આશ સુખની ના મળી, **યારો**! બહુ નિર્ભાગ્ય છું.
ખેંચાઉં છું ખેંચાઉં છું આશા પ્રબળથી **યાર** હું;
ખેંચાઈને ત્યાં જાઉં છું, લટકી અધર મરનાર છું.
આવું બળી હું બહારથી, ઘરમાં અરે કંકાસ છે;
સંસાર સાગરના ખડકથી, **યાર** હું રંજાઉં છું,
હાલત નિહાળું **કોમની** સંખ્યા વધે છે દુઃખની;
પીડા બધી **યાર** હું, થઈને **પ્રમુખ** રહેનાર છું.
આફત બલા ભેગી થઈ, સરદાર ડર તેનો થઈ;
**ખંજર** બતાવે બાકનો એથી, અરે ડરનાર છું!
બુઝદિલ બનાવી **યાર** તે, કેદી બનાવે છે મ્હને;
ને કેદખાનામાં અરે **કેદી**, બહુ લાચાર છું?
હાલત અગર રોશન તમોને, કાં કરો કમ્મર નહિં?
મ્હારે ભરોસે કાં રહ્યા, કાં, હું અરે બેકાર છું.
હાં દર્દની વ્યાધી વધે છે જખ્મ ઉંડા ઉતરે;
લાંબો થઈ સૂતેલ, બરબિસ્તર અરે બિમાર છું.
બરગેલ ગાલીચે સુતા, આરામના સાથી થયા;
જંજાળથી છૂટા થયા, આરામ હું તજનાર છું.
આવો તપાસો નાડ મ્હારી દર્દનું? લકમાનજી;
ને દર્દની દારૂ ગમે તે આપજો પીનાર છું.
ખોટી દવા કંઈ આપજો, રસ્તો સહેલ બતાવજો;
પગલે તમારે રસ્તામાં બાખુશી જનાર છું.
ના ના દગો કરશો તમે એ કામમાં ફળશો અગર;
ના કંઈ થશે મુજ દર્દને પાડું પડયે ખાનાર છું.
સમજો અગર ઓછા જખમ, મુજ શિરપરે આવી પડયા;
કોશિશ ભલે હમકોમીઓ કરજો જખમ ખમનાર છું.
**ના સહાય મળસે આપથી, અર્ઝી ખુદા સુણનાર છે,**
મોંથી અગર સુણશે નહિ. **લેખિત લખી દેનાર છું.**

ઝાનો સેજક કાવ્ય, **—તમારે શું અમારે શું—**

થવાનું થાય છે તેમાં **તમારે શું અમારે શું?**
જવાનું જાય છે તેમાં **તમારે શું અમારે શું?**
ફકીરો જે અમીરો તે અમીરો જે ફકીરો તે,
સમય બદલાય છે સૌનો **તમારે શું અમારે શું?**
હતો જ્યાં ઓટ ત્યાં ભરતી ભરેલું થાય છે ખાલી,
પવન ફુંકાય જ્યાં એવા **તમારે શું અમારે શું?**
મઝાની **ચંદ્રની** શોભા પ્રભા નિજ ખોઈ પણ દે છે.
નિયમ છે એજ સૃષ્ટિનો **તમારે શું અમારે શું?**

—લે. મનહર. **—વૈદ્ય રાજાઓ—**

—ગઝલ.—

મળે જ્યાં સુંઠની કકડી, કે થાતા **વૈદ્ય રાજાઓ;**
ગણાંતાં મહા ગણાંતામાં, પોતે **વૈદ્ય રાજાઓ.**
કહેતા કે કર્યા હમે અતિશય **શાસ્ત્રોના** અભ્યાસ.
પ્રિછે ના **રોગના** સ્થાનો. ને કરતાં **દરદીઓ** નો નાશ.
કરે વાતો **અતિ** મોટી, ભોળાં જનને ભમાવાને.
ન હોયે કંઈ **હીર** પોતામાં, છતાં **મહાન** ગણાવાને.
કહેતાં **વાગભટ્ટ સુશ્રુત** અને **ચરત** મુખ પાઠ,
**ભાવ પ્રકાશ નિઘંટુ** અને **અત્રેયા-ટીક** પણ સાથે,
જાણીએ **લોલિંબ** અને **નયનસુખ** કશુંપણ છે નહિ ભાઈ,
અરથ નાજાણે શબ્દોનો—ને. નજાણે **વાયુ કે બાદી.**
જુવે લઈ **નાડને** કરમાં ને કહે છે **પિત્તવા વાયુ,**
પ્રિછે ના રોગના સ્થાનો ને બગાડતા દરદિના આયુ.
**કવાથ** કૈં કૈં બતાવી દે **પટીકા** સાથ વાળી દે.
**અનુપાનો** અડાવી દે, **શીતોમાં શીત** વ્યાપાવી દે,
ભોગવે દુઃખ દરદિઓ, કહો તેમાં શો શોક વૈદ્યોને
ભોગયતન ભોગવે છુવા તેમાં શો દોષ વૈદ્યોને

મેઘ માલીની **"શ્રીમંતની મોજ."—**

—ગઝલ.—

**ગરિબ** પ્રાણ **કબર** પર **શ્રીમાન** બાગ ફાલે.
**ગરિબ ચુર્ણ જીગર** પર **શ્રીમાન** મોજ મ્હાલે—ગરીબ.
**હજાર** ચશ્મ રૂદનથી, ખુશાલ **એક** થાયે,
હજાર **કુરજખમથી આરામ** એક કાયે—ગરીબ.
હજાર દેહ **પતનથી** પુંજાય એક બાવે,
હજાર જાન ખરીદપર, રે! એક શાહ કહાવે—ગરીબ.

**—લે. ત્રંબકલાલ જીવરાજ જોશી.—પતિવૃત પ્રાણથી પ્યારૂં—**

**—ગઝલ.—**

"નહિ લલચાઉં હું લોભે, નહિ મન માનશે મોહે,
ખરેખર એ બધું ખારૂં, **પતિવૃત પ્રાણથી પ્યારૂં;**
કદાપી પ્રાણ જાયેને, બધું લૂંટાય જો મારૂં;
કદાપી શાસ્ત્ર આઘાતે છેદાતુ આ વપુ મારૂં;
રવિ પશ્ચિમ ઉદય થાયે સિંહણ સુત તૃણ એ ખાયે
તથાપી હામ ના હારૂં **પતિવૃત પ્રાણથી પ્યારૂં,**
**દ્રુપદ કન્યા અને તારા સુકન્યા ને સતી સીતા,**
**પતિવૃત તેહ સમ પાળું, પ્રતિવ્રત પ્રાણથી પ્યારૂં;**

**—વિર કુણાલ. —અમે હદપાર પરદેશી—**

**રાગ. ગઝલ–કવ્વાલી.**

અમારા **દેશને** છોડી અમે થાનાર **પરદેશી.**
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર **પરદેશી.**
થયા દુર્ભાગીયા એવા તજાવી **દેશની** સેવા,
ભટકશું પારકા ઘરમાં બની લાચાર **પરદેશી.**
અમારા **દેશ બંધુઓ,** અમારી **જન્મભુમિમાં,**
**હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી.**

**પિતૃભક્ત, પુંડલીક. —એક સવાલ !—**

**—ગઝલ.—**

જગતના જાણ ભેદુઓ...**દલીલો સત્ય દર્શાવો,**
મને ના ગમ પડે કાંઈ...**કહો કંઈ ભેદ ના ભાવો.**
તિમરે છાય ધુનિની, શશી ના ધારે શિતળાતા,
**અધુરા. મધુરા, ઉરના ઉમરા.**
લઘુતામાં પ્રભુતાની, થની ઝાંખી તો **બતલાવો.**
**જગતના જાણ ભેદુઓ...દલીલો સત્ય દર્શાવો,**
**પતિના ચર્ણે પત્નિની, વશી જો મુક્તિ શક્તિ તો,**
**પતિને ખોધવા પત્નિ કરે ના વ્યાજબી દાવો,**
**જગતના જાણ ભેદુઓ...દલીલો સત્ય દર્શાવો,**
**પ્રીતી પરનારીના સંગે. અચળ બંધાય જો પતિની,**
સતિની........પછીથી ગતીશી.....બનતી.
**તુટ્યું જો આભ તો, ટેકા તણો આધાર બતલાવો.**
**જગતના જાણ ભેદુઓ...દલીલો સત્ય દર્શાવો.**

---

લે. મનહર. **—સદાએ સાથ તે રહેશે—**

**—કવ્વાલી—**

નથી તારૂં, નથી મારૂં, નથી કંઈ સાથ લેવાનું !
છતાં મારૂં, અને તારૂં, કરી મીથ્યા મરે શાને–
ભર્યા ભંડાર લક્ષ્મીથી, ચણાવ્યા મ્હેલ સમૃધીથી.
ભર્યું ઘર આસ વર્ગથી, સદા સહુ તે અહીં રહેશે !–
નથી કંઈ કામની કાયા ! નથી કંઈ કામની માયા !
કરી, સતકર્મ લે "મનહર" સદાએ સાથ તે રહેશે.–
–રાગ સાજ સંગ્રહ,

**રાગ, કવ્વાલી.**

દર્શણ દિયા કરો તો, બંશી બજાનેવાલે.
છબી સાજ અપની અનુપમ દીખાનેવાલે.
વ્રજમે જનમ લિયા હૈ ભકતોકો સુખ દીયા હે,
અસુરો કુ માંર પલમે સુરપુર પઠાનેવાલે.—દર્શણ.
ઇંદ્રને કોપ કરકે વ્રજકો ડુબાના ચાહા,
કરપર ઉઠાયા ગિરવર, વ્રજ જન બચાનેવાલે.
કુંજનમેં આતે જાતે હરબાર ગોપીયોંસે,
લે કહાન દાન માખન ખાને લુટાનેવાલે.—દર્શણ.
મનમોહન રસિક ચિતવન ચુભાકે દિલકે,
અબ કયોં ન પાસ આતે, હંસ હંસ રીઝાનેવાલે.
નિશદિન શરણ તુમ્હારી હૈ મન્નીલાલ પંડીત,
પદ ભક્તિ સ્યામ દીજે સંશય મીટાનેવાલે.—દર્શણ.
–વીર કેસરી **—યારો આમ આફત છે—**

**ગઝલ–કવ્વાલી.**

આફતનો જમાનો આવ્યો ભારે ઉપજ્યો બે,
નથી ઉગરવા આરો. યારો આમ આફત છે.
હાર હરાયા ડબ્બે પુરાયા, અંકે નંગ બે,
કડાં લોઢાનાં જડયાં હાથમાં, ઠણુણુણ ઠણઠણુ કે;
પાપી કયાં જાઈને કે, તેને કોઈ દાદ ના દે–યારો આમ આફત છે.
કરણી તેવી પાર ઉતરણી, ખોડે તેજ પડે,
ભલા ભુંડાનો બદલો, ભગવત દીધા વિના ના રે.
વેશ કર્યા બહુ રૂપી, બનીયા લંપટતા કાજે,
મોટા ઘરના થયા પરોણા, સપડાયા અંતે;
હવે કોઈ દાદ ના દે, તારો થયો પાપથી ખે.–યારો આમ આફત છે.

—લે. મનહર. **—શું કરવું—**

—ગઝલ.—

પડીને સ્નેહને કુપે, પછી કહો કામ શું કરવું,
કરી **પત્થર** તણી સંગત, નરમ કરવા કો' શું કરવું.
છે નિશ્ચય એવો કે, **સ્નેહનું** વારી સુંદર છે,
તો એ સુંદરતાની કેફ, કરવા દુર કો' શું કરવું.
**ડરી મરવું પછી શાને, પ્રિતિ જ્યાં આદરી છે તો,**
**પતંગીઆ સમ બળી મરવા, વિના બીજુ કો' શું કરવું.**
હૃદયસાગર, **વિષે** ભરીયો, બહુછે **મદ મોહબ્બતનો,**
ફુલી ફાલી રદય જાતાં, અહા બચાવા કામ શું કરવું.
**અદકું પાત્ર ઉભરાયે,સદા એ શાંન્ત સાગર રે'છે.**
ન 'મનહર' તિર પોંચ્યો તું, સુકાની શોધયાં ખોટો.

અહલ્યાબાઇ **—પછી ઉદ્ધાર તે ક્યાંથી—**

—રાગ, ગઝલ, કવ્વાલી.—

કૂધારે **હિન્દવાસીના** હૃદયનો ગર્વ ગાળ્યો છે,
ઝળકતા **હિન્દ ગૌરવનો કુધારે** દાટ વાળ્યો છે.
અભણ અજ્ઞાની માબાપો મહત્તા આબરૂ માટે,
**સુતાના શત્રુઓ** થઇને ગૃહે **પૈસા** સુતા સાટે,
વિચાર્યા વીણ હૃદય **વચને** મરી મીથ્યા ગુમાનીમાં,
જડી જે **સંતતી** લગ્ને, ઝુરે તે **જીંદગાનીમાં,**
ગયા તે **બ્રહ્મચર્યોને પ્રીતિ લગ્નો** ગયા જ્યાંથી,
**પ્રજા** તે વિર શું પાકે પછી **ઉદ્ધાર તે ક્યાંથી.**

પં. મણીલાલ **—લડાઇ હોને વાલી હય.—**

—ગઝલ.—

સખી ઘનસ્યામ રાધે સે લડાઈ હોનેવાલી હય,
બહુત દિન તો રહી મિલત જુદાઈ હોનેવાલી હય.
ન હસતી બોલતી પ્યારી ન કરતી બાત મોહનકી,
ન માલુમ કિસતરહ એસી બુરાઇ હોનેવાલી હય,
મિલ્યો કલ કુંજમેં કાન્હા પરયોં પૈયોં ઓ કર જોરે,
ન માની લાડિલી એકો રૂખાઈ હોનેવાલી હય.
મુરારીસે પડી કયા ચૂક જો ઇતની વો રૂઠી હય.
પ્રિયા પ્યારે કિ પ્રીતીકી સફાઈ હોનેવાલી હય,
કહા ઉનકો નકલ ઉન બિન ન ઉનકો ચૈનથી ઉન બિન,
યે ક્યોં **મનિલાલ** પંડિત ના રસાઈ હોનેવાલી હય,
**સખી ઘનસ્યામ રાધે સે લડાઈ હોનેવાલી હય.**

ઠુંડી. આગ. **—કુંચન છે !—**

**—ગઝલ—**

હવા બગડી ઝમાનાની અજબ કંઈ તોરપર ગુલશન છે.
મુજ કો શું અગર કોઇ વફાનું જાને દુસ્મન છે,
નથી હુમદર્દ કોઇનો કોઇ આ જહાં ને ફાનીમાં.
જ્યાં જોયું ત્યાં ઇન્શાન નું ઇન્શાન દુસ્મન છે,
હમારી આબરૂ હરદમ સોના મ્હોર છે કંચન,,
કસોટી કસપર ગુરાઇની, કસો તો બી તે કંચન છે.

—સુંદર રાગ. **—ઉપદેશ—**

**—ગઝલ.—**

ભજન શ્રીરામકા કર લે ઇસીમેં સબ ભલાઇ હય.
નહીં દુનિયામેં એ ગાફિલ કોઇ ઉસ બિન સહાઇ હય.
પડા હય મોહમાયામેં અરે નાદાન કયોં ભૂલા,
યઃ કૈસી મૂઢતાઇ યાર દિલપર તેરે છાઇ હય.
જો લજ્જત નામ લેનેસે જબાપર આઇ હય મેરી,
શકરમેં કહાં મિશ્રી મેન પાઇ હય ન પાઇ હય.
બયાંન કયોં કર કરૂ એ દોસ્તો જોલાબયાં હોવે,
મજા એ હદો વે પાયાં હય ગૂંગેકી મિઠાઇ હય.
ભજન હી સાર હય જગમેં સમઝ લે ખૂબ હયશંકર,
યહી એક સાથ જાનેવાલી દુનિયાકી કમાઇ હય.

—આત્માનંદ ભજનમાળા.

## —ભગવાન નામનિરૂપણ—

**—કવ્વાલી—**

**ભજ મન મુરલીધર ધનશ્યામ, આવાગમન છુડાનેવાલે,**
**માધવ મોહન મદન ગોપાલ, કેશવ કૃષ્ણચન્દ્ર નંદલાલ;**
**દારિદ્ર નાશન દીનદયાલ, દુર્જન-માન ઠહાનેવાલે.**
**ગોપી ગોપીપતિ શ્રી ગિરધર, ગરૂડધ્વજ ગોવિન્દ ગદાધર,**
**શ્રીપતી શ્યામ સુન્દર શોભાસર, સંશય સકલ મિટાનેવાલે.**
**ઇશ્વર આદિ પુરૂષ અવિનાશી, અશરણ શરણ અખંડ વિલાસી;**
**અચ્યુત અનન્ત આનન્દ રાશી, અતુલ અભેદ કહાનેવાલે.**
**પરમોત્તમ પુરૂષોત્તમ સ્વામી, યદુપતિ યશકર અન્તર્યામી;**
**યશોદાનન્દન ત્રિભુવન નામી, જન-મન-તપન બુઝાનેવાલે.**
**માખન ચોર મુકુન્દ મનોહર, વામન વાસુદેવ રાધાવર;**
**કૃપાસિંધુ જગદીશ દયાકર, અદભુત ચરિત દિખાનેવાલે.**

**—આત્માનંદ ભજનમાળા. —ઉપદેશ—**
**—કવ્વાલી.—**

જપો મન નામ ઇશ્વરકા, વહી મુક્તિકા દાતા હય;
વહી પાલન કરે સબકા, વહી સબકા વિધાતા હય.
સિવા ઉસકે નહીં તેરા, નકોઈ યાર હય જગમેં;
ન બેટા હય ન પીતાહય, નબન્ધુ હય ન માતા હય.
કરે અભિમાન કયોં ધનકા, ન તેરે સાથ જાવેગા;
ન જાવે સાથ રથ હાથી, ધર્મહી સાથ જાતા હય.
પડા કયોં નીંદમેં ગાફિલ, સફર અબ હોનેવાલી હય;
સંભલકર બાંધલે બિસ્તર, અબી વહ કાલ આતા હય.
સતા મત એ ગુનાહોંકો, દુઃખા મત ચિત્ત દીનોકા:
ન સુખ પાવે કબી ધરમી, કિસીકો જો સતાતા હય.

**રણઘેલા રજપુતો. —પશ્ચાતાપ !—**
**—ગઝલ—**

દયા દિલમાં તમે લાવી, પ્રલય આ પાપનો કરજો;
દુઃખીના દર્દ પર **દેવી,** નિરંતર રહેમને ધરજો,
કર્યાં છે મ્હેં મહા પાપો, હવે સંતાપ થાયે છે,
ખુદા હે શાન્તિ ને સ્થાપો, અતિ પરિતાપ થાયે છે,
ભુલી હું માર્ગ દુનિયામાં જીવનમે વ્યર્થ ગાળ્યું છે,
**સતી** સંતાપી ને તેનું હૃદય મેં હાય બાળ્યું છે,
**અગમ** છે પ્રેમના રસ્તા, ન ભોગી પ્રેમ પિછાને.
**હૃદય સ્વાર્થ ત્યાગે છે,** ખરા જે પ્રેમને જાણે,
સળગતી અંતરે ચિતા, હૃદયને ખાક કરનારી
ન પાપિષ્ઠા જગતમાં, આ, જરાએ શાન્તિ કરનારી.

**લે. મનહર. —સ્નેહ રાજ્યની સૃષ્ટી—**
**—ગઝલ–કવ્વાલી—**

ગુનેહગારી **અમારી શું** ! કયો **ગુહનો** હમે કીધો,
**રૂઠયા મિત્ર બંધુ** સૌ આજે, અતિશય કોપ કાં કીધો,
**ભર્યું ભક્તિ** હૃદય ભાવે, રટું તમ નામના **મંત્રો,**
રોકો **બંધુ** હૃદયા માંહે **કપટ જુઠ દુષ્ટતા જંત્રો,**
સેવક ભાવે રહ્યો રાચી, **મૈત્રી–ધર્મ** ને માપી,
**ચુકયો** ના લેશ **ભક્તિમાં,** છતાં કાં ક્રુરતા વ્યાપી,
**નીભાવ્યો** નેહનો નાતો, ધરી ઉર **સ્નેહની** વાતો,
**બેડો** ધરી **જાપ** અંજાપો, છતાં શીદ કાઢો છો આઘો,
**ઠાડી તો વરશાવોને** **જી, દયાળુ દીલ કરી દૃષ્ટી,**
**છે** આતુર આ હૃદય મારૂં, જોવાં **સ્નેહ રાજ્યની સૃષ્ટી.**

## —લે. મનહર, —નકલ—નો—નમુનો—

### —ગઝલ.—

હટાઈ ગઇ અસલ' સૌએ, નકલ, સૌમાં સમાઈ, છે!
નકલ ની સૌ ભવાઈ ત્યાં !, અસલ' કૌને નપ્યારી છે!
ગઇ સૌ—રી'તો બદલાઇ, નકલની દેખા દેખી, માં.
કરી વાંદર, નકલ સૌએ. ફેશન,ની સફાઇમાં,
ટળ્યાં જાતિ અભિમાનો, બાબરીયાં કેશ શિરે થાતાં,
ચોંટયાં આંખે સદા ચશ્મા, ફેશનનાં નંબરે જાતાં,
ગયાં બંડી—ને—અંગરખાં, મળેના શોભતાં જામાં,
શોખાઇમાં ખસ્યા ખેશો, રહ્યાં નાં પાઘ નાં નામાં,
થયા બહુ કોટ ને જેકીટ, નફટ નેકટાઈ, ની સાથે,
ગળે બંદ બેસતા કોલર, સદા અક્કડ રહયાં સાથે.
રહ્યાં નાં જ્ઞાતિનાં બંધન, નકલ સૌમાં થતાં હયાં તો.
ઠુંટયા, તે વાત સુતામાં—ફેશીન, નાં ખાં તણી વાતો,
કહે ફેશનમાં ફસેલાઓ, હમારો, રાહ ન્યારો છે,
ગણે નાં કોઇની પરવા, ફેશનમાં ખુબ ફસેલા છે,
અને કહેતાં તે—છડે ચોગે, હમોને નાં કંઇ—પરવા,
હમે ઘરબાર વેચીશું ! ફેશન—દેવીને માટે,
હમો પતિને પુંછી શું !—જશે જ્યાં ત્યાં જવા દેશું !
રાખી શું નાં પ્રતિબંધ નામ, ફેશનનાં, ખાં થવા માટે
પુરી સ્વતંત્રા દે શું ! કદી ના—હા, નહી કે'શું
સદા ગુલામ થૈ—રે'શું ફેશનેબલ થવા માટે,
પહેરાવશું ! પોલના રૂડાં ! બતાવા બ્યુટીમાં પુરા;
કર અમરેલા ઝલાવિ શું ! પોઝીશનમાં ખપાવા ને,
હમારી ફેશન દેવી છે ! હમોએ ફેશન સેવી છે,
**નકલનો આ નમુનો છે ! નકલની** વાત ન્યારી છે,

## લે. ત્રંબકલાલ જીવરાજ જોશી, —હવે શું મોતમાં બાકી—

### —ગઝલ.—

પડયા છે **પહાડ** દુઃખોના મુજ મસ્તકે આવી:
ડરે છે દિલ મારૂં ને ભયંકર ભાસતું **ભાવી;**
નહિ છે આશ **જીવનની,** બધાં ફોકટ ફાંફાં છે;
હવે આ પ્રાણુને કાયા થયાં સહુ તે **નકામાં છે;**
પડી છું હાથ **પાપીને** પછી આશા કહો ક્યાંથી!
જીવો આ **લોહીના** તરસ્યા **હવે શું મોતમાં બાકી.**

---

રણઘેલા રજપુતો. **—પ્રીતી-ભક્ત-ભામા—**

—ગઝલ—

**"હૃદય સ્વામી ! નયન તારા ! જીવન આધાર છો મ્હારા**
**જીગર ના દેશ પર પ્યારા ! પરમ સત્તા તમારી છે**
નજર મળતાં હૃદય ફુલે, બનાવી દાસી વિણ મુલે
**હૃદય વ્યાપી પ્રણય ઝુલે, સદા ઝુલાવનારી છે**
જીવનના પ્રાણ—ઉપવનમાં, પ્રાણયની કુંજ કાનનમાં
**વિરહ મીઠડાં વિલાસનમાં, પિયુજીની પધારી છે**
ખિલ્યાં ફુલડાં વિવિધ ન્યારાં સીંચ્યા પ્રેમે કનક કયાર
**હૃદય—સિંહાસને પ્યારા ! બિરાજો અર્જ મ્હારી છે**
ફસ્યાં છો પ્રેમ મંદિરમાં, જશો વ્હાલા હવે તે કયાં
પડે પગલાં તમારાં ત્યાં હમારી રાહદારી છે
મળે છે ચાર આંખો જ્યાં, વહે ત્યાં પ્રેમના ઝરણ
હૃદય એકતાર સંધાતા, અજબ ત્યાં શી ખુમારી છે
**શરણાંગત કીંકરી જાણો, તમારી પ્રેમિકા માનો**
**તમારી મીઠડી વાણી, મ્હને તો પ્રાણ પ્યારી છે**

રા. સાગર. **—સ્નેહનો શબ્દ.—**

પ્રભુના બાળકે આવી, પ્રભુનો **શબ્દ** આપ્યો છે;
પ્રભુના સેવકે હોંશે, હમેશા એ વધાવ્યો છે ?
**પ્રભુએ સ્નેહ** છે સાગો: પ્રભુ એથી નથી બીજો:
ડુબ્યો છું **સ્નેહ** ને દરિયે: રીઝો દુનિયા અગર ખીજો !
અહાહા ! **સ્નેહ**ના વિશ્વે, હમેશાંનો મુસાફિર છું:
ગુલામી **સ્નેહ**ની કરવા, હવે હરદમ હું હાઝર છું !
બધી યે **સ્નેહની** આજ્ઞા, હૃદય સ્વીકારવાનું છે:
અને ઇચ્છા બીજી જૂઠી, બધી યે છોડવાનું છે !
બધી વૈવિધ રેષાઓ, થતાં અભિમુખ એ કેન્દ્રે,
પ્રબલ એ જ્યોતિ ઉષ્માના, સ્રુપા ઉર આંજતા વિશ્વે !
બધી ઇચ્છા, બધી આશા, સમાશે એકમા જ્યારે,
પ્રભુ પોતે પ્રકટ થાશે, અને **એ** ભેટશે જ્યારે !
તબિયતમાં બિમારી છે, અગર આ ક્રુર છાતી છે:
મગર બેશક, બિમારીમાં, જિગરની તો દુરૂસ્તી છે !
ઘણાંયે **પ્રેમ** ના પન્થી, અવલ મઝલે ઉડેલાં છે:
મગર અલબત, હમેશાંની હયાતીમાં ભળેલાં છે !
અજાણ્યા **સ્નેહ**ના શત્રુ, ભમેલાં યા ભૂલેલાં છે:
અહીં ગમ્ભીર **સાગર**માં તરંગો કે શમેલા છે !

—આત્માનંદ ભજનમાળા. —**માંગણી**—

—ગઝલ.—

કરકે પ્રભુતા અબ નાથ, મેરી નૈયાકો પાર લગા દેના;
નહી મુજ અનાથકા નાથ કોઈ, આતા હયનઝર તુહી તુહી.
ભય અન્તકાલકા હય મુઝકો, મેરી અન્તમેં બાત બના દેના:
કભી મુખસે ન નામલીયા તેરા, હુવા હયફોગટ યે ફેરા મેરા,
તેરી પ્રભુતાપે લાખોંહી પાપીતરે. અબનાથ મુજે હીલબ ચાલેના,
તુહી ચાહંય સૌ મુજકો સજા દેના,
જહાંસે આયા વહી જાના હય, સંસાર મુસાફિરખાના હય;
આંધીનકા અબતો હયખ્યાલયહી તેરી રાહમેં જાન ગમા દેના,
દરબારમેં તેરેમંય આન ખડા, મુજે તેરાભરોસા હય નાથ બડા;
મુજ દીન દુઃખી પય દયા કરકે.—દીદાર મુજે દિખલા દેના,
ડુબત **ગજરાજ** ઉવા રલિયા, ગણિકા **પિંગલા**કો તારદિયા:
મુજે આવાગમનસે બચાદેના, **અરજદાસ**યે દાસ ગિરંદકીહય.

મુનીશ્રી બુદ્ધિસાગરજી, —**શીખામણ**—

—ગઝલ.—

જુવોને આંખ ઉઘાડી, ભલાં નહિ **લાડી ને ગાડી;**
**જીવલડા** સત્ય જાણી લે, હૃદયમાં વાત આણી લે,
મરે છે **રંક** ને **રાણા** મરે છે **મૂર્ખ** ને **શાણા**.
**અમર** નહિ કોઈ શું ફુલે, અરે શું મોહમાં ડુલે:
ઝપાટા **કાળના** વાગે, જગતમાં **યોગીઓ** જાગે,
જગતમાં જુઠ છે **માયા**, જગતમાં જુઠ છે **કાયા,**
સદાતો **કાળ** શીરનામે, ફુલે શું **માનવી** રાગે,
કરે શું **પાપ** તે પાપી, **પ્રભુની** આણ ઉથાપી,
અરે શું જન્મને હારે, અરે તું **જીવ શીદ મારે,**
વિચારી જીવડા જોજે, કર્યા સહુ **કર્મ**ને ધોજે,
દયા એ દિલમાં ધરજે, વિચારી **કર્મ**ને કરજે,
સમયને શાખી લે શાણા, **નહિ** કો **રંક** કે **રાણા;**
**પ્રભૂનો ધર્મ** કરનારા, **ભવાબ્ધિ** શિઘ્ર તરનારા,
જગતમાં **ધર્મ** છે સારો, અરે નહિ **ધર્મ**ને હારો,
કર્યા તે પુણ્ય છે સાથે, કર્યું જે **પાપ** તે માથે,
નહિ કો **કર્મ**થી છુટે વિના ભોગે નહિ ખુટે,
વિચારી વાત લે વીરા, ધરે જે **ધર્મ** તે ધીરા,
ફજેતી ફુલતાં **થાશે**, લહીને દુઃખ પસ્તાશે.
**શિખામણ** વાત છે છેલી, ગ્રહિને શિખ આ વહેલી,
બુદ્ધબ્ધિ ચાલ શિવ પંથે, ધરીલે પ્રેમ સદ ગ્રન્થે,

## –લે, રા. ચોધ ( વિલાસી ) –સુધારો હિન્દ માતાને–

—ગઝલ.—

**અહો વીર પુત્ર દેવોના, ન ધારો હિંદ નમાલું છે,**
નિહાળો માં નમાલું તે, ગતીમાં તે નિરાળું છે.
હતું સર્વોપરી સૌમાં, અને થાશે હતું તેવું:
વગાડી ' હાક દેશાદેશ, હવે થાશે હતું તેવું.
હતા **શ્રી રામ** ને **અર્જુન, પિતામહ ભિષ્મ કર્ણાદિ;**
**ધર્માચાર્ય, પાનુસુત, મુનિવર મહાન દ્રોણાદિ;**
ધ્રુજાવી'તી ધરા સઘળી, બળી બાહુ પ્રતાપીએ,
ડૂબેલો દેશ તારી દઈ, રીપુના શિર કાપીને.
હતી **સીતા** હતી **તારા, દ્રુપદ કુલ સતીમાં વીર.**
સંકટ શીર **હતાં** ઝાઝાં, તથાપી ના તજી'તી ધીર.
ધર્માધ્યક્ષ **દયાનંદે**, અર્પ્યો પ્રાણ ધારી ધર્મ,
કિરીટ વેદો બતાવીને, કીર્તિવંત કીધું છે કર્મ;
ઊઠો વીરો, ઊઠો વીરો, બનો ના અંધ જુવાનીમાં,
ઉદયના દીન પાશે છે, કહાવો કેમ રાનીમાં.
બનો **હીરા** જન્મ લઇને, **શીલા** થઈ ના કદી રહીયે.
**સુધારો હિન્દ માતાને,** અતિશે શું હવે કહીએ.

લે. મનહર. **—જગત ચક્કી.—**

—ગઝલ, રાગ, કવ્વાલી.—

**ચાવી તૃણ ઢોર, કરે કુચ્ચા, મનુષ્ય ના કંઈ મુકે બાકી;**
**જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી.**
પિશાતા કાંકરા વજ્જર, રે' અખંડ કો—વિરલા સાંખી:
જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી.
કરે બકવાદ, **જુઠી** જીભો, **ખરાં ખોટાં બધા આપી;**
જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી.
માપે કંઈ માપ ના માપી, જણાવે વાત બહુ ઝાંખી;
જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી,
**ચાવિ કુચ્ચો કરે સૌનો, મુકે કંઈ લેશ ના બાકી;**
જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી,
**બુરી લક્ષ્મી તણા તેજે, બને છે બલબલાં આતી;**
જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી.
શુરા જ્યાં **સત** મળી રાચે, મુકે ત્યાં જીભડી **કાતી.**
જગત ચક્કી તણે ચક્કર, પિશાતી દુનિયા આખી.
મહા દાના **દરવેશો**! પિશાતા **કંઈ સમય** સાંખી;
**રહે માથે પ્રભુનો કર,** તો–રે'–અખંડ–કો વિરલા, સાખી:

—રણઘેલા રજપુતો. —**પ્રિય-વિયોગ**—

—ગઝલ.—

લગાડી **પ્રેમની** લગની, **પ્રિયા** શું દૂર થાયે છે!
હ્રદય સાથે હ્રદય જોડી; પ્રિયા શું દૂર થાયે છે,!
કરીને યાદ હે **પ્રમદા, દિવશ ને રાત** હું **રોતો;**
**નથી** કંઈ ચેન દુનિયામાં, હ્રદય બળી **ખાક** થાયે છે,
**રશીકા ને નવેલી** તું, હ્રદયનો હાર મ્હારો છે;
પ્રિયા **દિલજાન** ઓ વ્હાલી, **મુબારક** પ્રાણ તહારો છે.
બનાવ્યો **ઇશ્કનો** બંદો, બિજો શુઝે નહી ધંધો,
છતી આંખે થયો **અંધો**, અજબ **વ્યહવાર** તાહરો છે.
**સુતાં કે બેસતાં ઉઠતાં,** સુરત તારી ન ભુલાતી,
**સ્મરણમાં સ્નેહ મુર્તિનો, અમારો** તો ઇશારો છે.
થયા **પ્રેમી** થયાં **દિલબર,** અમે **આશક** બન્યા ત્હારા;
અજબ છે દંખ **પ્રીતીના, પ્રીતિનો** માર્ગ ન્યારો છે.
કરૂં **મદમસ્ત** થઇને હું, કરૂં પોકાર **આલમમાં.**
ડુબું છું હાય **દરિયામાં,** કહોને ક્યાં **કિનારો** છે,
**જીગરને રોજ બળવા દે,** સુરત દિદાર જોવાદે,
હ્રદયનું દુઃખ ધોવા દે, **ચકોરી** ચંદ્ર ત્હારો છે;
ભુલાશે ના કદાપી એ, પ્રીતિ ને વ્હાલની વાતો,
**રડીને કાઢવી રાતો, હવે** આ દર્દી તહારો છે,

—લે, વૈદ, કવી, દુ:શાઃ, ભટ્ટ —**એ એક ભાવી**—

—**ગઝલ-પહાડી**—

અમે રોયા કદિ કિંવા, હસ્યા **એક ભાવી!**
અમે પરદેશ કે વતને વસ્યા, **એ એક ભાવી!**
અમે ખોયું બધું યા, દામ ધન બહુએ કમાયા,
અમે છૂટયા કિવાકૂંદે ફસ્યા, **એ એક ભાવી!**
અમે આગળ વધ્યા, પાછળ હઠ્યા, વા જંગ જીત્યા!
અમે બેસી રહ્યા કિંવા ખસ્યા, **એ એક ભાવી!**
અમે કરવા ગયા જ્યાં ઐકય, ત્યાં કંકાશ જાગ્યા,
અમે કંકાસ કરતાં આળસ્યા, **એ એક ભાવી!**
અમારા શત્રુઓ સ્નેહી, થયા આનંદ સાથે,
અમારા સ્નેહીઓ અમ પર ધસ્યા, **એ એક ભાવી!**
અમારો જ્યાં નહિ વિશ્વાસ, ત્યાં વિશ્વાસ આવ્યો,
**અમે** જેના **હતા** તેણે ડસ્યા, **એ એક ભાવી!**
અમારો ધ્વંસ કરનારા, થયા પગ ચાટનારા,
અમોને ચાહનારાઓ, ડસ્યા, **એ એક ભાવી!**

લે. મનહર. **—દશા ના દાવ.—**

**—"કવ્વાલી"—**

બતાવો, કોઇ જોશીઓ, નશીબે, શું! લખેલું છે,
કહો, શું! લેખ લખેલા તે ભવીશમાં, શું, ભરેલું છે.
**હશે શ્રીમંત** જે આજે. **ગરિબ** કાલે થવાનો તે,
ન જાણે કાળ **ને** વહાણે, **દશાના દાવ** છે, કેવા,
ધરી ખુબ **ગર્વ અંતરમાં**, ચલાવે રાજ **જાંહગીરી**,
ફના પળમાં બને **ગર્વિ, દશાના દાવ** છે એવા,
હતા ના કોઇ એ એવા, **દશાના દાવ** દળનારા,
જુવો **કયશર** તણી **જેહમત, દશાના** દાવ છે એવા.
**હતો હરીશ્ચંદ્ર** મહારાજા, જગે સત, વાદી, **તે** પુરો,
અને **નળરાય** પણ તેવો, હતો **સત્યે** મહાસુરો.
છતાં તજી રાજ ને ગાદી! ભટકીયા ભાવિને **ભાવે**,
રહ્યા ના સુખમાં કોઇ! **દશાના દાવને** દાવે.
**હતો લંકેશ** મહાબળીયો, બાંધ્યાં **ગ્રહ દેવને** તાણી,
**હરી**, લાવી, **સિતા આખર**, કરી **લંકા**, ધુળ ધાણી.
હતાં **શ્રી રામ અયોધ્યામાં**, સરવનું શુભ ચાહનારા,
જવું વનમા પડયું તેને, કરી નીજ તાતને ન્યારા.
**હતાં** દેવાધી, દેવ, એ આપે, લીધો તો જન્મ ઇચ્છા એ,
ગયા, જાતે **દશા દાવે**, સુવર્ણ મૃગ હણવા એ.
શું હરી, **લંકેશ** જતો **સિતા**, હતા શું! **રામ અધુરા**.
ભોગવ્યા ભલ ભલાઓએ **દશાના** દાવને પુરા.

લે. મનહર. **—"જે કરશે—તે ભરશે."—**

**—ગઝલ—**

**તુને છે લાખ ચાહનારા, નથી હું એક તેમાં શું;**
**બલાથી—જો ગયો હુતો! ગયું એમાં કે તારે શું.**
ખુમારી ના અમારી એ, અજબ **ચુપકીદી** છે—તારી:
ભર્યો છે **ભેદ** બધો એમાં, **ગુન્હેગારો બધી** મારી.
ભરી **હીકમત** બધી તનમાં, હશે **કીમત** કરી મનમાં;
કદર ના સત્યની તુજને, ગયો તો **શું**! રહ્યો તો શું!
ભલે **મીંડાં** હજારો લઈ, **હા**! જવા તું **આંકડો** દેજે:
નથી કંઈ **આંકડામાં** દમ, રહ્યો તો શું! ગયો તો **શું**!
બાંધ્યા બહુ તાર **સારંગીને**. તુટયો એક તાર **બઝાવવામાં;**
બતાવે **શુર—એ—શુરા**! તુટયો તો શું! રહ્યો તો શું!
બધા રસ્તા રહ્યા ઝાંખી, નશીબ યારી કહાં દેશે;
**બલીહારી નશીબાની? "જે કરશે—તે ભરશે."**

લે. મનહર. —પ્રભુ પદ એજ પામે છે.—

—કવ્વાલી—

જગતમાં ધન્ય તે મિત્રો, ખરો જે સ્નેહ રાખે છે.
દુનિયાનાં અવનવાં ઢંગો, બદલતા રંગ દાખે છે.
ખીલી કરમાય છે કળીયો, ઉઘડતી બંદ પાંખડીયો.
જડેલી સ્નેહની કડીયો, જમાનો તોડી નાંખે છે.

* * * *

ચણેલા મહેલને માળા, સદા અચળ રહેનારા,
વિચિત્ર ઝુમ્મરોના ઝાળા, ભુમી સાથે સુવાડે છે.

* * * *

જશે ! આ જીવ કે દુનિયા ! થશે બાજી ફના અહીંયા,
છતાં મુજ ધર્મની માયા, સદા સચ્ચાઈ રાખે છે.
સમર્પો પ્રાણ અને કાયા. નિભાવીશ સ્નેહની છાયા,
વિરલ એ સ્નેહની માયા, આ કાયા કષ્ટ શાખે છે.
મરી નીજ મિત્રને માટે, અમી આકાશનું લાવે,
પ્રતાપે ધરણી કંપાવે, ખરા ફળ એજ ચાખે છે.
ઉપાધી આધીને વ્યાધી, ઊઠાવે શામટી બાંધી.
રદય સાથે રદય રાખી, સુધારશ નિત્ય ચાખે છે.
વખત સાથે ન બદલાતાં, રદય જુદા નહિં થાતાં,
સદા સાથે વશી ખાતાં, સુમિત્રો એજ શાખે છે.
પ્રભુતા પાથરી પ્રેમે, રહે નિતી ભર્યા નેમે.
જડેલા છે હૃય હેમે, પ્રભૂપદ એજ પામે છે.

×લે. મનહર. —કશામ જો–તું મુકે બાકી !—

—ગઝલ.—

સમજી લે સમજી લે, અમારી તે ભલાઇ છે,
પરંતુ ના સમજે તું, તારે ભુંડાઈ છે બાકી !
કરી લે ધાર્યું તું તારૂં, ના પરવાહ હમોને છે,
કર્યું જે તેં કરી પણ લે, કશામ જો તું મુકે બાકી !
પણ આખર માનજે નક્કી, કે ઇન્સાફ એનો છે,
ભલે રે–જે ચડે–ઘોડે, ન કુદરત–મુકશે બાકી !
ધારતો તો હજું હું તો, કે !–અમી કંઈ તું હૃદયમાં છે,
પરંતુ જોઈ લીધું મેં, કે–છે કીનો, હવે બાકી !
વરશાવી લે સિતમ સર્વે, પ્રભુ આધાર અમોને છે,
ચુંકતો ના જરા પણ તું ! કશામ જો તું મુકે બાકી.

× લે. મનહર. તે સેવક "સંગ્રહક"

લે. મધુકર, **—મિત્રની જુદાઇ—**

—ગઝલ—

**જુદાઈ મિત્ર તારાથી, બળું છું હું! મરૂં છું હું!**
નથી પરવા **પરાયાની,** કદમ તારે ઝુકું છું હું,
ઝુકી કદમે કદમ **બોશી,** કરૂં **કાં** ધ્યાન ના લાવે,
અમારી ના **અરજ** સુણી, અરેરે કાં તુ તરશાવે,
જુદાઇ ના નથી ગમતી, અરે જ્યાં **મિત્રની** જોને.
અલગ અર્ણું માત્ર પણ કોદી, ના...ન...રાખતો તેને.
કરૂં આરાધના તારી, છતાં કાં નાં દયા લાવે,
પુજારી થઈ પડું પેરે, **મિત્ર કાં** રહેમ ના આવે.
અરે હું **મિત્ર દિવાનો,** બન્યો છું **મૈત્રી** એ તારે,
સુખ ન એક બોલી દે એવો, અહા! **તું મિત્ર છો મારે.**
કરૂં કુરબાંન **મિલકતને,** ન પરવા રાખતો અન્યે.
કહું છું **મિત્ર** દર્શણુ દે, તુંહા દિદાર ના ભાવે,
અહા જો મિત્ર તું બોલે, શબ્દો શાસ્ત્રના મારે.
મને ઘેલો બનાવીને ગુરૂ પદ **ધારી તુ લેને.**
નકામો આમ બોલાવી, દીવાનો કાં તું કહેવરાવે,
**શરણાંગત** આશરે તારે. બચાવી તેહને લેને.
**મિત્ર વિણુ જીંદગી ખારી, થવા દે કાં દુઃખી તેને,**
**દવા મુજ દર્દની તું છો, લગાવી તે સુખી કરને.**
**અમીમય** આંખ કર ઊંચી, દ્રષ્ટી દે ક મુજ પરને.
મધુકર ગુંજતો એવું, **ભવોભવ ભેટવા દેને.**

ૐ શાન્તિ

# સમાપ્ત.

ચમત્કારિક હૃદયવિદારક ઘટનાઓથી ભરપૂર.

## સચિત્ર સંસારિક નવલકથા.

# દગાબાજ દુનિયા.

આ નવલકથાની વસ્તુસંકળના એવી તો અદ્‌ભુત, અને સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિગત થાય તેમ છે. પત્નીનું ગૂમ થવું, રેલ્વે ટ્રેનમાં સંન્યાસીના મૃતદેહનું તણાઈ આવવું, સ્ટેશન માસ્તર કૃષ્ણલાલે સંપત્તિના લોભથી પોતાના જીવનને બદલી નાખવું, વીસમી સદીના જેન્ટલમેન કેશવલાલનાં અને નાટકની ચુડેલ સીતાનાં કુટિલ કારસ્થાનો, સાધ્વી સતી નિર્મળાનો દૈવી અને આદર્શ સ્વામીસ્નેહ, સંન્યાસીના જીવનનું ગુપ્ત રહસ્ય, પાપનો પશ્ચાત્તાપ, સંતાનસ્નેહ, કારભારીની કાર્ય કુશળતા, લોકચર્ચા, અથવા ગામડાનું ગૅઝેટ, પ્રચંડ નિરાશા, ચોરને પોટલે ધુળની ધુળ, આદિ અનેક રસિક, વિષયોથી ભરપૂર. લગભગ ૨૨૦ પૃષ્ઠ **ચાર સુંદર ફોટાગ્રાફિક ચિત્રો.** પાકું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂા. ૧-૮-૦

---

એક બીજી નૅાવેલ

**નવી રસિક સચિત્ર નવલકથા! હમણાંજ પ્રસિદ્ધ થઇ છે.**

# કંગાલ કેદી અથવા સ્નેહ—બંધન.

આ નવલકથામાં સુખદુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુજીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, પોલીસ અંમલદારોની નિષ્ઠુરતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલાલના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કૃષ્ણલાલનાં કુટિલ કારસ્થાન, શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, નર્મદાની પ્રાણહારક આશા, પાપિષ્ઠ તેમજ લુચ્ચા કેશવલાલની અને પાપિષ્ઠા કાળિકાની કુટિલતા, સતી સાધ્વીની શીયળપ્રીતિ, આદિ અનેક વિધવિધ ઘટનાઓથી પરિપૂર્ણ. પૃષ્ઠ ૨૫૦. **ચાર સુંદર ફોટાગ્રાફિક ચિત્રો,** પાકું પૂઠું; જાતાં કિમ્મત માત્ર રૂા. ૨-૦-૦

**ભાગ બીજો કિમ્મત રૂા. ૨-૦-૦**

મળવાનું ઠેકાણું.

**શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.**

લીમડાચોક- **સુરત.**

## છપાય છે ! છપાય છે!! છપાય છે!!!

### તાકીદે નામ નોંધાવો.

# શ્રી હુન્નર રત્નમાળા.

અથવા

# બૃહત હુન્નર કોષ.

થોડાજ વખતમાં છપાઈ બહાર પડશે ! જેઓને ગ્રાહક થવાની ઇચ્છા હોય, તેઓએ તાકીદે નામ નોંધાવવા. કીંમત અગાઉથી, નામ નોંધાવનારને રૂા. ૧) પાછળથી વધુ. પોસ્ટેજ ખર્ચના અઢી આના, નામ નોંધાવતી વખતે અઢી આનનાં પોસ્ટેજ સ્ટેંપ બીડવા, એ શિવાય નામો રજીસ્ટર થશે નહિ. બુક તૈયાર થયેથી માત્ર રૂા. ૧–૦–૦ નું વી. પી. રવાના કરવામાં આવશે.

## આ પુસ્તકમાં

બ્યાપાર, ઉદ્યોગ, અને થોડાં રોકાણમાં બહોળો લાભ મળે એવાં વિષયને લગતાં સહેલાં અને સારાં થોડા ખર્ચમાં તૈયાર થાય તેવાં ઘણી જાતોનાં હુન્નરનો શમાવેશ કરવામાં આવ્યો છે, આબુક ગરીબોને ધનવાન કરનાર, નિરૂદ્યમીને ઉદ્યમ, શીખવનાર, અને થોડે રોકાણે બહોળો નફો કરાવનાર થશે. આજ સુધી આવી બહાર પડેલી બુકોમાં આ બુક સર્વથી સર્વોત્તમ બનશે. હમો હમારાં દરેક ગ્રાહક બંધુને ભલામણ કરીયે છીએ. કે આવી કવચિત મળતી તક ગુમાવવી નહિજ ! ગ્રાહક પુરતીજ નકલો તૈયાર થશે. માટે તાકીદે નામ નોંધાવો. વ્હેલો તે પહેલો ! આજેજ નામ નોંધાવો.

**પાછળથી કીંમત રૂા, ૧–૮–૦ શીલકે હશે તોજ,**

નામ નોંધાવવાનું ઠેકાણું:—

**શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.**

**લીમડાચોક–સુરત.**

# નવી બહાર — પડેલી બૂકો.

## સંગીત કળાધર
અથવા
બૃહત ગાયન
## ભંડાર



સુપ્રસિદ્ધ નાટકો-
માંથી ચુંટી કાઢેલા
સર્વોત્તમ પ્રખ્યાતી
પામેલા ૨૦૦
ગાયનોનો સંગ્રહ
**કીમત રૂ. ૦-૧૨-૦**
પોષ્ટ અલગ.

## મહેફીલે, મંઝીલ
### ઉર્ફે ગૌહરે કવ્વાલી.

ગુજરાતિ ઉર્દુ અને હિંદુ જબાનમાં ગઝલ કવ્વાલીનો ભંડાર જેમાં પ્રખ્યાત શાયરો, અકબર, દીલગર, મુસ્તર, દાગ, અમીર, સરવર, અનવર, ફહેસતી, શહીદી, મહેદી, નાદીર, મીરઝા, સલીમ, ગફુર, નઝીર, હુસેની, ગરીબ, વાકેફ, વગેરે વગેરે નામી શાયરોની દીલચસ્પ ગઝલોનો મોટો સમાવેશ કરવામાં આવ્યો છે. સફિ છાપ. **રંગીન ફેન્સી પુઠું છતાં** -

**કી. રૂા. ૦-૧૨-૦** ટપાલ ખર્ચ અલગ.

છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

ભકિતરસથી છલાછલ

## સુર—ભકિત—માળા અથવા ભજન સાગર

જેમાં તમામ ૪૦૦ ભજનોનો સમાવેશ.

**કીંમત રૂા. ૧-૮-૦ દોઢ રૂપીઆ.**

મંગાવાનું ઠેકાણું—

**શા૦ લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.**

લીમડાચોક **સુરત.**